# મોતનો ભેદ.

તુરતના ગુજરેલાંઓની હાલત,

તેઓ પાછળ થવી જોઇતી ક્રિયાઓ,

જીવતાંઓની તેઓ તરફની ફરજ.

—:o:—

[ સુધારા વધારા સાથની ચોથી આવૃત્તી. ]

—

[ ૧૦,૦૦૦ નકલ.

# ખુલાસો.

**ઇધ ઇરિસ્તનાંમ ઉર્વાનો યજમઇદે યાઓ અષઓનાંમ ફ્રવષયો.**

"ગુજરી ગએલાંઓનાં રવાનો જે અશો (લોકો) નાં ફરોહરવાળાં છે (તેઓને) આએ ઠેકાણે હમો માન સાથે યાદ કરીએ છિયે."

[ ઇજશ્ને, હા ૨૬ મો, ફ. ૭ કાંગા. ]

દરએક માણસને સગાં યા સ્નેહીના મરણનું દુઃખ ભોગવવું પડે છે. એક ચંચલ વહાલા બેટાના ગુજર પામવા પછી અતી ગમગીનીના વખતમાં જે રાહત તથા શાંતી મને, મારાં ધણીઆનીને તથા હમારા આખા કુટુંબને ખુદાશનાસીના થોડા ઘણા કાયદા જાણવાથી મલી હતી તે રાહત તથા શાંતી મારા બીજા હમદીન જરથોસ્તી ભાઇઓ તથા બેહેનોને દુઃખના વખતમાં મલે, એવી મકસદથી આએ ચોપાન્યું છપાવીને જરથોસ્તીઓમાં વેંહેચવાનું મેં દરૂસ્ત વિચાર્યું છે.

માણસ જાતની વૃદ્ધિને કાજે જેટલું જન્મવું અવશ્યનું છે તેટલુંજ ગુજર પામવું પણ અગત્યનું છે; આએ ખાકી દુન્યામાં જન્મ મરણનું ચક્ર ચાલું છે; અને કરણીનો કાયદો કામ કરે છે, એ ધ્યાનમાં રાખી આએ ચોપાન્યું વાંચ્યાથી જો એક હજારમાંથી એકનેબી થોડી ઘણી રાહત મળશે તો હું મારી અદના સેવા બર આવેલી સમજીશ.

**એક જરથોશ્તી.**

## ખુલાસો બીજી આવૃતીનો.

આએ અદના લખાણની ખુબી તથા કદર હમદીન ભાઇઓ તથા બેહનોમાં પુરતી રીતે જણાયલી દીસે છે, સબબકે થોડી મુદ્દતના અરસામાં પેહલી આવૃતી ખપી ગઇ અને બીજી આવૃતીની ૩૦૦૦ નકલો કાઢવી પડી છે. જે કમતરીન જરથોશ્તીએ આએ ચોપાન્યું બીજા ભાઇઓની મદદ વડે બહાર પાડયું હતું તેને થોડીજ ખબર હતી કે આટલા ટુંક વખતમાં તેની અને તેના બોહલાં કુટુંબની વચમાંથી તે કૃપાળુ દાદાર અહુરમજદ બીજાં એક ઘણાંજ અટલગનાં કુટુંબીને પોતા નજદીક બોલાવી આખાં કુટુંબની સહનશીલતા સબુરી તથા ધીરજની અજમાયશ લેશે.

આ કમતરીન જરથોસ્તી અને તેનાં બીજાં અટલગના સગાં કે જેઓ ખુદાશનાસીના થોડા ઘણા કાયદા જાણવા ભાગ્યશાળી થયાં હતાં તેઓએ પોતાનાં કુટુંબીનાં આ ફાની દુન્યા છોડી જવાના બનાવ વેળા તે દાદારની અજમાયેશ કેવી સહનશક્તિથી ખમી છે તે તેઓના બીજા

બેશીઓ તથા દોસ્તઆરનોવો જેવોં તેઓના સમાગમમાં આવેલા તેઓએ જોયું હશે. અને અહીં ફરી લખ્યા વિના ચાલતું નથી કે આએ **મોતના ભેદ**ની બીજી આવૃતી છપાવવાનો હેતુ એટલોજ છે કે જે રાહત તથા શાંતી તે કુટુંબને આએ ન ખમી શકાય એવાં દુઃખમાં ખોદાશનાસીના થોડા ઘણા કાયદા જાણ્યાથી મલી છે તેવીજ રાહત અને શાંતી આપણા હમદીન જરથોસ્તી ભાઇઓ અને બેહનોને—ખોદા ન કરે ને જ્યારે દુઃખ આવી પડે ત્યારે—મળે. જેવી રીતે આએ કમતરીન લખનાર તથા તેના નેક ખસ્લતના ધણીઆનીએ પોતાના ચંચલ વહાલા બેટાના મોતથી દુઃખનો ફટકો સહનશીલતાથી ખમ્યો હતો અને તેજ અસરાફ, લાયકીવાલાં નીતિવાન, રાંક, તથા નીરદોશ સ્વભાવનાં ધણીઆની ખોઇ બેસવાથી તે ખમે છે તેવીજ રીતે બીજા હમદીનોબી વખત આવવે ખમે અને પોતાનાં વહાલાં ગુજર પામેલાંઓ તરફ માહેતમ ન ગુજારે એજ તેની અરજ છે.

આ ચોપાન્યું પ્રગટ કરનાર જરથોસ્તીનાં પ્રિય ધણીઆની જેવણ રોજ ૧૭ મો સરોશ યઝદ, માહ ૩ જો ખોરદાદ અમેશાસ્પંદ, સને ૧૨૭૭ તા૦ ૨૯ મી નવેમ્બર ૧૯૦૭ ને દીને ૩૫ વરશની ભર જવાન વયે આ દેહ છોડી બેહસ્તનશીન થયાં છે તેવણની અશો યાદમાં આએ કમતરીન પાક દાદારની હજુરમાં તેવણનાં પાક રૂહને શાંતી માંગતો તથા જલદી ગરોથમાન બેહસ્ત મલો એવી ખરાં અંતઃકરણની દોઆ ગુજારતો આ ચોપાન્યું ફરી છપાવી **અર્પણ** કરે છે.

**આયેસે યેશ્તિ વીસ્પય અષવને ફ્રવષે કે અસ્તિ કવ ચિત અંઙહાઓ જેમો પર-ઇરિસ્ત દઙ્હિ નાઇરિકે અપેરે ના ચુ કે કઇનિકે વાસ્રયાવ રેજિ ઉપવ એતિ હચ અહ્માત ન્માનાત ઇજ્યેન્તિયાઓ પઇતિશ મરૅન્તિ યાઓ અઇવિ—નાસેન્તે વંઙ્હુશ યસ્નાંસ્ચ વહ્માસ્ચ.**

**અર્થ**:—"સદગુણી બાઇડી (તથા) મેહન્તુ ન્હાની વયની કન્યા કે જે આએ જમીનના કોઇબી ભાગમાં ગુજરી ગએલી હોએ (અથવા) રહેતી (હોએ), (અથવા) આએ ઘેરથી (પોતાની) મુરાદ ચાહતી (હોએ), તથા જે (બાઇડી તથા કન્યા) (દાદાર હોરમજદની તથા મીનો ઇજદોની) ભલી ઇજશ્ને તથા આરાધના (કરવાને) યાદ કરે (તથા) (તે) અમલમાં લાવે (એવી બાઇડી તથા કન્યાના) દરેક અશો ફરોહરને ઇજશ્નેમાં હું યાદ કરૂં છું."

[ **ઇજશ્ને**, હા ૨૩, ફ. ૩. ]

એપ્રીલ ૧૯૦૮.

**એક જરથોસ્તી.**

## ખુલાસો ત્રીજી આવૃતીનો.

બીજી આવૃતીની ૩૦૦૦) નકલો ઘણો લાંબો વખત થયો ખપી જવાથી અને એ ચોપાન્યાની ઘણી ગમથી માંગણી થવાથી આ ત્રીજી આવૃતીની

૧૦૦૦૦) નકલો બહાર પાડવાની ફરજ પડી છે. વધુ આ કારણે કે હાલમાં ચાલતાં ઇનફ્લુએનઝા અને કોલેરાએ આપણી નાહની કોમમાં ઘણાં જુવાન જીવો લીધા છે, તેઓનાં કુટુંબને આ ચોપાન્યું વાંચ્યાથી રાહત મલે. આ મતલબથી મારા એક જરથોસ્તી મીત્ર—કે જેવણે પોતાના એક પુરા વહાલા દીકરાને ખોવાથી ન ખમી શકાય એવો ગમ લાગેલો, પણ આવા ખુદાશનાસીના કાયદા વાંચ્યાથી અને સાંભળ્યાથી રાહત તથા શાંતી મલેલી—તેવણે આ ચોપાન્યું "જામે જમશેદ" સાથે વેંહેચવાનું પસંદ કીધું છે ને બીજી કેટલીક નકલો આપણા દોખમાની જગ્યાએ ત્યાંના પારસી પંચાયત તરફના પારસી રખેવાલને આપવા ધારી છે કે જયારે ગુજર પામેલાના ખેશીઓ મરનારના શરીરને દોખમે ચહડાવી આવી નામ નોંધાવા આવે તે વખતે તેઓને એકેક નકલ આપવી.

જે કુટુંબોમાં હું પલાયો પોસાયો ને જે મારા મુરંબીઓ ખાકી શરીરો છોડી બેહસ્તનશીન થયાં છે તેઓના નામ લખ્યા વીના તેઓના ગુજર પામવાના દીવસો લખી તેઓની અશો યાદમાં આ કમતરીન પાક દાદારની હજુરમાં તે મુરંબીઓના પાક રૂહને શાંતી માંગતો તથા ગરોથમાનનું સુખ ઇચ્છતો આ ચોપાન્યું ફરી છપાવી અર્પણ કરે છે.

**મુરંબીજી મમાવાજી**—રોજ ૮ મો દએંપઆદર દાદાર માહા ૧૧ મો બેહમન અમશાસપંદ શને ૧૨૬૩ તા. ૨૦ મી જુલાઇ ૧૮૯૪.

**મુરંબીજી મમાઇજી**—રોજ ૩ જો અરદીબેહેશત અમશાસપંદ માહા ૧૧ મો બેહમન અમશાસપંદ શને ૧૨૬૧ તા. ૧૫ મી જુલાઇ ૧૮૯૨.

**મુરંબીજી મોહતા મામાજી**—રોજ ૨૯ મો મીનો મારેસપંદ માહા ૧૦ મો દએ દાદાર શને ૧૨૭૧ તા. ૧૧ મી જુલાઇ ૧૯૦૨.

**મુરંબીજી બાવાજી**—રોજ ૧૮ મો રશને રાસ્ત યજદ માહા ૪ થો તેશતર તીર યજદ શને ૧૨૭૬ તા. ૩૦ મી દીસેંબર ૧૯૦૬.

**મુરંબીજી મામાજી**—રોજ ૨૯ મો મીનો મારેસપંદ માહા ૪ થો તેશતર તીર યઝદ શને ૧૨૭૯ તા. ૧૦ મી જાનેવારી ૧૯૧૦.

**મુરંબીજી માશાજી**—રોજ ૨૬ મો આશતાદ યજદ માહા ૧૧ મો બેહમન અમશાસપંદ શને ૧૨૮૬ તા. ૨ જી ઑગશત ૧૯૧૭.

**મુરંબીજી માશીજી**—રોજ ૧૭ મો સરોશ યજદ માહા ૨ જો અરદીબેહેશત અમશાસપંદ શને ૧૨૮૬ તા. ૨૭ મી અકતોબર ૧૯૧૬.

ફેબરવારી ૧૯૧૯. **એક જરથોસ્તી.**

# ખુલાસો ચોથી આવૃતીનો.

ત્રીજી આવૃતી ૧૧ વરસ અગાઉ છપાવી હતી અને તેની ૧૦,૦૦૦) નકલો લાંબો વખત થયો ખપી જવાથી અને એ ચોપાન્યાંની પાછી ઘણી તરફથી માંગણી થવાથી આ ચોથી આવૃતીની ૧૦,૦૦૦) નકલો છાપી બહાર પાડવાની જરૂર જણાઇ છે.

મારા ઘણા વરસના એક શ્રીમંત જરથોશ્તી મીત્ર અને તેવણના લાયકીવાલાં ધણીઆની કે જેઓએ પોતાના એક વહાલાં ચંચલ શીખેલા દીકરાને ભર જવાનીમાં એક પારસી બાઇને દુબતાં બચાવવા જતાં એક ખરા જરથોશ્તીને છાજે તેવું જીવને જોખમે બહાદુરીનું કામ કરતાં પોતાનો કીમતી જાન ગયે વરસના અસપનદારમદ અમેશાસપંદ મહીનો અને પાક દાદાર હોરમજદ રોજે તે કીરતારને સ્વાધીન કીધો તેવણની પવીત્ર યાદમાં આ ચોપાન્યું છાપવામાં પોતાનો ફાલો આપ્યો છે. એ મકસદથી કે જે ખોદાસનાસીના કેટલાક કાયદા જાણ્યાથી તેઓના મનને થોડી ઘણી રાહત અને શાંતી મલી છે, તેવીજ રાહત બીજા હમદીન જરથોશ્તીઓને આ ચોપાન્યું વાંચ્યાથી મલે.

આ આવૃતીમાં મરણ પછીની શું શું ક્રીયાઓ અવશ્યની છે તે છાપવામાં આવી છે તે માટે આ કમતરીન શેવક મુંબઇની જશન કમિટીનો આભારી છે કારણ એ કમિટીએ જે જેહમત કરી એ વીગતો દસ્તુરો તથા અભ્યાસીઓના મત એકઠાં કરી ભેગી કરી છે તે છાપવાની શેવકને પરવાનગી આપી છે. એ પ્રમાણે જરૂરી ક્રીયાઓજ ફકત કરાવ્યાથી ગરીબ અને મધ્યમ સ્થીતીના જરથોશ્તીઓ પોતાના વહાલા ગુજર પામેલા પાછલના ખરચમાં ઘણો ઉગાલો કરી શકશે અને ગુજર પામેલાંઓ તરફની ફરજ બજાવવાનો સંતોષ હાંસલ કરશે. જરૂરી ક્રીયાઓ પાછલનો ખરચ ઘણો કમી હોવાથી જે કરજમાં કેટલાક હમદીનો ગીરફતાર થાય છે તે આ બાબદના ભુલભરેલા વિચારોને લીધે છે, અને આ ચોપાન્યું વાંચવાથી યોગ્ય જ્ઞાન એ બાબદમાં મળવે મારા હમદીનોને ફાયદો થશે. દસ્તુરો તથા અભ્યાસીઓનાં મત એકઠાં કરી અથોરનાન મંડળની સંમતી સાથે આ જરૂરી ક્રીયાઓ, તેના ભાવો તથા લેખ સાથે મુંબઇની જશન કમિટીએ પ્રગટ કર્યાં હતાં.

ત્રીજી આવૃતી પ્રગટ થયા પછી મારા નેક માયાળુ મુરંબીજી માતાજી કે જેઓએ મને બચપણથીજ માયાથી પાળ્યો અને ઉછેરીયો ને મારી ૨, ૩, વખતની સખત માંદગી વખતે ખરાં દીલ અને પ્યારથી મારી માવજત કરીને મને સાજો કીધો તેઓ રોજ ૨૦ મો બેહરામ યજદ માહા ૨ જો અરદીબેહેસ્ત અમેશાસ્પંદ શને ૧૨૯૧ તા. ૨૯ મી અકટોબર ૧૯૨૧ ને દીને આ ખાકી શરીર છોડી બેહશતનશીન થયા છે, તેઓની અશો યાદમાં આ તેમનો તાબેદાર વહાલો બેટો તે પાક દાદાર અહુરમઝદની હજુરમાં મુરંબીજી નેક માતાજીના પાક રૂહને શાંતી માંગતો તથા ગરોથમાનનું સુખ ઇચ્છતો આ ચોપાન્યું ફરી છપાવી ઘણા માન અને અહેશાનની લાગણી સાથે અર્પણ કરે છે.

તે સાથે મારા મરહુમ મુરંબીજી બીજા મામાજી કે જેઓના હાથ નીચે હું પલાયો પોસાયો ને જેઓ આ ખાકી શરીર રોજ ૨૨ મો ગોવાદ યજદ માહ ૫ મો અમરદાદ અમેશાસપંદ શને ૧૨૯૯ તા. ૨૭ મી જાનેવારી ૧૯૩૦ ને દીને છોડી બેહશતનશીન થયા છે તેઓને પણ માન અને અહેસાનની લાગણી સાથે યાદ કરૂં છું.

જમશેદી નોરૂઝ,<br>તા. ૨૧ મી માર્ચ ૧૯૩૦.

એક જરથોશ્તી.



**આદખ્યુનાંમ્ચ અષઓનાંમ્ ફ્રવષયો યજમઇદે, ઉઝ્દખ્યુનાંમ્ચ અષઓનાંમ્ ફ્રવષયો યજમઇદે. નરાંમચ અષઓનાંમ્ ફ્રવષયો યજમઇદે નાઇરિનાંમ્ચ અષઓનિ નાંમ ફ્રવષયો યજમઇદે વીસ્પાઓ અષાઉનાંમ્ વંઘ્નુહીશ સુરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે. યાઓ હચ ગયાત્ મરેથ્નત્ આ સઓષ્યન્તાત વેરેથ્રદનત્.**

**અર્થ**:—આ દેશમાં વસનારાઓમાંના અશો (લોકો) નાં ફરોહરોને હમો માન સાથે યાદ કરીએ છીએ. દેશની બહારના (દઆને બીજા મુલુકોમાં) વસનારાઓમાંના અશો (માણસો) નાં ફરોહરોને હમો માન સાથે યાદ કરીએ છીએ. અશો નરોનાં ફરોહરોને હમો માન સાથે યાદ કરીએ છીએ. અશો નારીઓનાં ફરોહરોને હમો માન સાથે યાદ કરીએ છીએ. અશો (લોકો) ના તમામ ભલાં, શુરાં, (તથા) (દુન્યાંની) આબાદી કરનારાં ફરોહરો જે ગયોમરદથી (તે) ફતેહમંદ સોશ્યોસ સુધીનાં (છે) (તે બધાંઓને) હમો માન સાથે યાદ કરીએ છીએ. (**યજશ્ને,** હા ૨૬, ફ. ૯-૧૧.)

**હુમત હુખ્ત હુવરશ્ત, હુ મનશ્ની, હુ ગવશ્ની, હુ કુનશ્ની, ઇન ક્ષ્નુમન અર્દાફ્રવશ બેરસાદ, નીરંગ પીરોજગરબાદ, ... રવાંન ઓરેહ ઓજસ્તે અવજૂન બાદ, ... કેરા દિગર મ્યજ્દ હજાર મર્દમ્યજ્દ સાએમ સાખ્તમ એ મારા કમ-રંજતર આસાનતર અર્ઈની કર્દ યક અજ મા હજાર પદીરફ્તાર બાદ નામ ચેશ્તી અનુશેહ રવાંન રવાંની.** [જેની નઇયતે ભણે તેનું નામ] **એદર યાદ બાદ અનુશેહ રવાંન રવાંની.**

"મારી નેક મનસ્ની, નેક ગવસ્ની તથા નેક કુનસ્નીથી કીધેલી આએ ખશનુમન અશો ફરોહરોને પોંહચો! આ ક્રિયાનું કામ ફતેહમંદ થાઓ!... તેઓના રવાન ખુશાલ થાઓ ... હમુને સુખ તથા જીવની શાંન્તિ હાંશેલ થાઓ! [ફલાનાનું] બેહસ્તી રવાન આએ જગાએ યાદ હોજો! ..."

[**ખોરદેહ અવસ્તા બા માંએની,** એરવદ કા. એ. કાંગાનો તરજુમો]

**ક્ષ્નુતો અષઓનામ ઉર્વાનો પારયંતી અવી અહુરહે મઝ્દાઓ અવી અમેશનામ સ્પેન્તનામ અવી ગાત્વો જરન્યો કેરેતો અવ ગરોન્માનેમ મએથનેમ અહુરહે મઝ્દાઓ મએથનેમ અમેશનામ સ્પેન્તનામ મએથનેમ અન્યેશામ અષઓનામ!**

"અશોનાં રવાનો અહુરમજદની નજદીક, અમશાસ્પંદોની નજદીક, સોનાનાં બનાવેલાં તખતની નજદીક, ગરોથમાન (જે) અહુરમજદનું રેહેઠાણ, અમશાસ્પંદોનું રેહેઠાણ તથા બીજા અશો [લોકો] નું રેહેઠાણ [છે] તે તરફ ખુશીથી પસાર થાય છે."

[**વંદીદાદ,** પર્ગરદ ૧૯ ફ. ૩૨, એરવદ કા. એ. કાંગાનો તરજુમો.]

---

# મોતનો ભેદ.

## તુરતનાં ગુજરેલાંઓની હાલત—જીવતાંઓની તેઓ તરફની ફરજ.

ખોદાતાલાનું મહાન કાર્ય ગુપચુપ આગલ વધતું જાય છે. દીવસ પછી રાત, સુખ પછી દુઃખ, ભરતી પછી ઓટ, જન્મ પછી મરણ, એ પ્રમાણે અનુક્રમે ખુદરતનો તમામ કારોબાર ચાલ્યો જાય છે. હર પલે તથા હર ઘડીએ ખુદરતની તમામ ચીજોમાં હીલચાલ સદા ચાલુજ છે, તથા એક પલનો એક હજારમો ભાગ પણ ફેરફાર વગર પસાર થતો નથી. એ મુજબ ખુદરતનો મહાન નિયમ સંપુર્ણ નિયમીતપણે ચાલતો આવ્યો છે, હાલમાં પણ ચાલે છે, તેમજ હવે પછી પણ ચાલતો રહેશે. તેજ ખુદરતની મહાન ક્રિયાને આધારે દરરોજ હજારો જીવો આ હાડમંદ દુનિયાંમાં જન્મ પામે છે તથા હજારો જીવો આ ખાકી દુનિયાંને તજી મોતને શરણ થાય છે. એ બનાવો આપણી નજર આગલ બનતા આપણે સઘળા જોઇએ છીયે, જન્મ મરણનું ફરતું ચકકર આ ફરતા આસમાનની ચાલ સાથે અનાદી કાળથી ફરતું આવ્યું છે અને તે ફરતું રહેશેજ. તેમજ વળી ખુદરતના અનેક નિયમોમાંનો મરણનો અચુક નિયમ તો દરેક માણસના બાબમાં મોડે વેહેલે અમલમાં આવશે એવું આપણ દરેક જણ અનુભવ ઉપરથી જાણીયે છીયે. દુનિયાંની તમામ અચોકસ ચીજોમાં દરએક જણે મરવું છે એજ ફકત ચોકસ છે. તેટલા માટે એ બનાવ આપના પોતાનાં ખેસ કુટુંબમાં, યા ભાઇ ભાંડુઓમાં, સગાં વાહાલાં યા દોસ્ત આસનાવોમાં બને તે વખતે, તથા તે પછીના દીંગામ ઉપર, આપણે આપણા ગુજર પામેલાં વહાલાંઓ તરફ કેમ અને કેવી રીતે વર્તવું, તે વિશેનો થોડો ઘણો ટુંક ખુલાસો અત્રે એવા ઇરાદાથી રજુ કર્યો છે કે તેથી મોત વખતે આવી પડતી મુશકેલીઓ, આફત તથા ગમગીનીમાં થોડી ઘણી હિમ્મત, ધીરજ તથા સધીયારો મલે, તથા આપણાં વહાલાંઓને ખોહવાથી જે દુઃખ ઉપજે છે તે દુઃખનું નીવારણ થાય, તેઓ તરફ આપણે આપણી ફરજો અદા કરતાં થઇયે, તથા તેઓને મીનોઇ દુનિયાંમાં મદદ કરતાં થઇયે, કે જેથી આપણી ફરજ બજાવ્યા ઉપરાંત આપણા દુઃખી જીગરને રાહત મલી શકે તથા આપણી ગમગીની નાબુદ થાય.

આટલું તો બધાને રોશન છે કે આ દુનિયા કાંઇ આપણું વતન નથી, આપણ અહીં મુસાફર સમાન છેઓ. જેમ "એમીબા" નામનું પ્રાણી ભુખની

લાગણીથી જ્યારે ઉસકેરાય છે ત્યારે પોતાના અંગમાંનો એક ભાગ બહાર કાઢી, જે ખોરાક હાથ આવે તે લઇને તે અંગને પાછું અંદર ખેંચી લઇ, અંદર લીધેલા ખોરાકને પચાવે છે, તેજ મીસાલ આપણો જીવ જ્યારે આ દુન્યાના અનુભવનો ભુખ્યો થાય છે ત્યારે પોતાના એક અંશને આ દુન્યામાં મોકલે છે, તે અંશ ગેતીમાં તેને અનુકુલ આવતા ખાકી શરીરમાં જાહેર થાય છે, અને પછી જ્યારે અહીં રેહવાનો વખત પુરો થાય છે ત્યારે જે સોનેરી સાંકલથી આ શરીર સાથે તે સંબંધ રાખે છે તે તુટી જવે રવાન અહીંના વસવાટ દરમીયાનનો અનુભવ પાચન કરવા પોતાની સ્વભુમી યાને બેહેસ્તમાં દાખલ થાય છે , તે આગમચ તેને બીજી દુન્યામાંથી પસાર થવું પડે છે જે આગલ ચાલતાં જોઇશું.

આપણામાં સાધારણ રીતે બોલવામાં આવે છે કે જન્મ, લગ્ન, તથા મરણ એ ત્રણ બનાવો ખુદરતના અચુક નિયમ મુજબ બને છે, અને તેમાં આપણી પોતાની મરજી ઘણીજ થોડી કામે લાગી શકે છે, ખસુસ કરી જન્મ તથા મરણના બાબમાં તે આપણે જોઇયે છીયે.

એ બનાવો ખુદરતના ચોકકસ નિયમને અનુસરીનેજ બને છે તથા તે નિયમોને આધીન થઇ ચાલ્યા વગર આપણો બીજો કાંઇ પણ ચારો નથી. તેટલા માટે આપણે મરણ પછી ખરેખર કયાં જનાર છીયે તથા આપણા રવાનનું શું થાય છે તે વિશે વિચાર કરતાં પ્રથમ ધર્મ તરફથી આપણને શું જવાબ મલે છે તે તપાસવાની જરૂર છે.

## મનુષ્યનું બંધારણ.

ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરતાં આપણને માલમ પડે છે કે આપણા આ ખાકી, નાશવંત શરીર ઉપરાંત આપણી અંદર કાંઇક અવીનાશી, અમ્મર તત્વ હસ્તી ધરાવે છે, જે તત્વ શરીરના જન્મવાની આગમજ હૈયાતી ભોગવતું હતું, અને જે તત્વ શરીરના નાશ પામવા પછી પણ હૈયાત રહેશે. આપણ પોતે કાંઇ આ હાડકાં, માંસ તથા લોહી વગેરેનો બનેલો બે પગ ઉપર ઉભેલો આ આકાર જેને આપણું શરીર કહીયે છીયે, જે નાશવંત, ક્ષણભંગુર છે, તે નથી, પણ એ ખાકી શરીર, એ હાડમંદ તન, આપણે ચોકકસ કાર્ય અર્થે પેહેર્યું છે, જે કાર્ય પુરૂં થવા સાથ તેનો ઉપ્યોગ પણ પુરો થાય છે અને પછી તેને આપણે કાઢી નાખ્યે છીયે. આપણે પોતે તો એ શરીરને જીવતું જાગતું રાખનાર, ભાન ધરાવનાર અમ્મર તત્વ, જેને ફ્રવષિ અથવા ફ્રરોહર કહે છે તે છૈયે, કે જે પોતે અહુરમજદની અંદર બીજ રૂપે રહે છે, જે પોતે અહુરમજદના ભલા ગુણો તથા શક્તિઓ જે હાલ તેમાં ( આપણા ફ્રરોહરોમાં ) મંદ છે તે

સંપુર્ણ રીતે ખીલવીને અહુરમજદમાં પુર ભાન સહીત રહેતું થશે. આ વિષે પવિત્ર ગાથાવાનીમાં આપણા મહાન પેગામ્બર સાહેબ અશો જરથોશ્તે દુવા ગુજારેલી આપણે જાણીયે છીયે—

**તત્ થ્વા પેરેસા એરેશ-મોઇ વઓચા અહુરા કથા મજદા જરેમ ચરાની હચા ક્ષ્મત્ આસ્કેતીમ્ ક્ષ્માકામ્.**

"અય મજદ! હું તુંને પુછું છું તે તું મને ખરૂં કહેજે. તારીથી મોહોબતનું આકર્ષણ કેવી રીતે હું ખેંચું? તારી સંપુર્ણતાને કેવી રીતે હું પોહોચું?" **ઉશ્તવદ ગાથા,** હા ૪૪, ફ. ૧૭ (કાંગા).

બુનદેહશ નામના પહેલવી પુસ્તકમાં ફરોહરની આ મુસાફરી વિષે નીચલું વર્ણન ચાલે છે.

અહુરમજદે ફરોહરો સાથે ગોફતેગો કરી તેઓને બે ચીજની પસંદગી આપી કહ્યું કે દરૂજથી તમોને હું હમેશાં બચાવેલાં મારી નજદીક રાખું, તે તમોને પસંદ છે કે તમો પોતે ખાકી શરીર અખત્યાર કરી ગેતીમાં જાહેર થઇ, દુજ અથવા બદી સામે લડી, તેની ઉપર જીત મેલવી સંપુર્ણતા તથા અમર્ગી હાંશલ કરી પાછા મારામાં આવી મલો તે. એના જવાબમાં ફ્રવષીઓએ ખાકી શરીર અખત્યાર કરી, ગેતીમાં જાહેર થઇ, રંજ સામે લડી ફતેહ મેલવી સંપુર્ણતા તથા અમર્ગી હાંસલ કરી અહુરમજદમાં મલી જઇયે એવું જાહેર કરયું.

આપણાં નાશવંત ખાકી શરીર ઉપરાંત આપણામાં કાંઇક અમ્મર તત્વ હસ્તી ધરાવે છે તે વિષે યજશ્નેના ૫૫ માં હામાંથી આપણને કાંઇક પુરાવો મલે છે:—

**(૧) વીસ્પાઓ ગએથાઓશ્ચ તન્વશ્ચ અજદેબીશ્ચ ઉસ્તાનાંશ્ચ કેહર્પશ્ચ તેવીષિસ્ચ બઓધશ્ચ ઉર્વાનેમ્ચ ફ્રવષીમ્ચ પઇરીચદદેમહી આચવએધમહી આઅત દીશ આવએધમહી ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઓનીબ્યો.**

"આ ખાકી દુનિયાંને લગતું સર્વસ્વ—તન, હાડપીંજર, પ્રાણ, કાલબુદ, જોર (કામ), બુદ્ધી, રવાન અને ફરોહર એ તમામ જલેહદાર, સાચા (અને) પાક ગાથાને અર્પણ કરીએ છીએ."

(**યજશ્ને,** હા ૫૫, ફ. ૧ લો)

| | | | |
|---|---|---|---|
| ૧. તનું<br>૨. કેહર્પ<br>૩. ઉશ્તાન<br>૪. તેવીષી | ફાની ચોકડી | ૫. ઉર્વન અથવા રવાન<br>૬. બઓધંગ<br>૭. ફ્રવષિ | અમર ત્રીપુટી |

ઉપર જણાવેલાં સાત તત્વોમાંના પેહેલાં ચારને ફાંની ચોકડી તથા છેલ્લાં ત્રણને અમર ત્રીપુટી કહેવામાં આવે છે, જે અમર ત્રીપુટીને સામટી લેતાં ફ્રેરોહર અથવા ફ્રવષિ પણ કહી શકાય અને તે નામથીજ તેને હવે પછી ઓળખીશું.

"તનું" તે આ આપણું હાડકાં, માસ, લોહીનું બનેલું ખાકી શરીર છે. "કેહર્પ" તે આ ખાકી શરીરનું શુક્ષ્મ કાલબુદ છે કે જે ઇથર નામના પદાર્થનું બનેલું છે અને જેમાં તેનું ફ્રેરોહર મરણ પછી "તનું" નો નાશ થાય ત્યાં સુધી વાસો કરે છે. "ઉશ્તાન" અથવા પ્રાણ શકતી શરીરને જીવતું જાગતું રાખે છે અને તેની અંદરની નીરંતર ચાલી રહેલી પાચનક્રિયા, લોહી ફરવાની ક્રિયા વિગેરે શારીરીક ક્રિયાઓ ચલાવવાનું તે સાધન છે. "તેવીષી" તે આપણા અંદર રહેલી નીચલા પ્રકારની ઇચ્છા, વાસનાઓ છે કે જે આપણે જાનવરોના તબક્કામાંથી સાથે લઇ આવ્યા છીયે. "ઉર્વન" અથવા રવાનમાં ઉંચ તથા નિચલો એવા બે વિભાગની મનશકતી સમાયલી છે, નિચલો વિભાગ તેવીષીના જોડાણમાં છે જ્યારે ઉપલો વિભાગ ફ્રવષિ તથા બઓધંગ સાથ સમાગમમાં રહેલો છે, ઉર્વનના નિચલા વિભાગ મારફતે અમર ત્રીપુટી ફાની ચોકડી સાથે સંબંધ ધરાવે છે. "બઓધંગ–ફ્રવષિ" એ અહુરમજદી તત્વો છે કે જેમાં ઐક્યતા, મોહબત, જાતી ભોગ, ભાઇબંધી વિગેરેના ઉંચમાં ઉંચ ખવાસો વાંસો કરે છે. ઉર્વનના નિચલા વિભાગ મારફતે જ્યારે આ અહુરમજદી તત્વો ફાની ચોકડીને પવિત્ર બનાવી તે ઉપર પોતાનો સર્વોપરી કાબુ ધરાવતાં થાય છે ત્યારે માણસ બોખ્તગી, મુક્તિ, યાને અમરગી પામે છે.

સાતમાં તત્વ ફ્રેરોહરને જ્યારે જ્યારે તે આ જીંદગી અખત્યાર કરે છે, ત્યારે ત્યારે દાદાર અહુરમજદ કાંઇ હર વખતે નવું પેદા કરતા નથી; મણ તે તો સૃષ્ટિની પેદાયશની આગમજ અહુરમજદ તથા અમશાસ્પંદોના ફ્રેરોહરો સાથે હાજર હતું, જે વિષે "ફ્રવર્દીન યશ્ત" ના ૭૬ મા ફકરા ઉપરથી નીચે મુજબ ખુલાસો મલે છે:—

**તાઓ જી હેન્તિ યાસ્કેરેસ્તેમાઓ વયાઓ માનિયાઓ દામાન યાઓ અષાઉનાંમ્ વંઘઉહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો, યાઓ તધ એરેધ્વાઓ હિશ્તેન્ત. યત્ મઇન્મ દામાંન્ દઇધીતેય્, યસ્ચ સ્પેન્તો મઇન્યુશ યસ્ચ અંઘરો.**

"તેઓ ઇઆને (લોકો) ના ભલા, શુરા (તથા દુનિયાની) આબાદી કરનાર ફ્રેરોહરો બે મીનોની પેદાએશમાં ખચીત ઘણાજ અસરકારક છે. જ્યારે

બે મીનો જે સ્પેનામીનો તથા જે અંગ્રેમીનો (એઓએ) પેદાએશ બનાવી હતી, (ત્યારે) તેઓ (યાને ફરોહરો) ત્યાંહાં (મદદ આપવાને માટે) હસ્તેવાર ઉભેલાં હતાં."

તેમજ વળી ફ્રેરોહરો માત્ર મનુષ્યનાજ છે એમ પણ નથી. ખુદ દાદાર અહુરમજદનું તેમજ અમશાસ્પંદો તથા યજદોનાં તેમજ તમામ પેદાયશનાં પણ ફ્રેરોહરો છે, જે વિષે યજશનેના હા ૨૩, ફ. ૨ માં તેમજ હા ૨૬ ના ફ. ૨–૩ માં ઇસારા કર્યા છે.

"(દાદાર) અહુરમજદના (તથા) અમશાસ્પંદોના ફ્રેરોહરોને, (તેની) સાથે મીનો યજદોના તમામ અશો ફ્રેરોહરોને યજશ્નેમાં હું ઇજુ છું (અથવા યાદ કરૂં છું).—(યજશને, હા ૨૩, ફ. ૨.)

"(દાદાર) અહુરમજદનું આ ફ્રેરોહર જે સૌથી ઉંચે દરજ્જેનું, સૌથી સરસ, સૌથી સોહામણું (છે તેને) હમો આરાધીએ છીએ.

"અહુરમજદના કાયદા પ્રમાણે ચાલનારા અમશાસ્પંદો જેઓ અમ્મર તથા અશો (તેઓના) ફ્રેરોહરોને (હમો આરાધીએ છીએ).—(યજશને, હા ૨૬, ફ. ૨–૩.)

## મોત એટલે શું?

આપણી અમ્મર ત્રિપુટીમાં રહેલાં રવાને આ ખાકી, હાડમંદ શરીર સંપુર્ણતા મેલવવા માટે ધારણ કીધેલું છે, જે વડે ખાકી દુનિયાંનો અનુભવ તે લે છે, તથા આ ખાકી દુનિયાંમાં પોતાની વૃદ્ધિને લગતું ચોકકસ કામ કરી રહ્યા પછી તે શરીરનો કબ્જો છોડી દે છે, અને પોતાની વૃદ્ધિ આગળ વધારવા ખુદરતના ચોકકસ નિયમો પ્રમાણે મીનોઇ જેહાનમાં જાય છે, તે ક્રિયાને આપણે મોત અથવા મરણ કહીયે છીયે.

મોત ત્યારે કાંઇજ નહી પણ આપણા અમ્મર તત્વ ફ્રેરોહરે ચોકકસ મુદત સુધી આપણા ખાકી શરીર સાથનો પોતાનો સંબંધ છોડી દેવાની માત્ર ક્રીયા છે.

આપણા રવાને અનુભવ લેવા માટે અને તે અનુભવ લઇ સંપુર્ણતાએ પહોંચવા માટે ઘણાંએક શરીરો ધારણ કરી ખાકી દુન્યામાં અનેકવાર જન્મ લેવો પડે છે. આ અનેક જન્મોમાંની દરેક જીંદગીની મુદ્દત સૃષ્ટિમાં કામ કરતા કરણીના કાયદાની રૂએ મુકરર થાય છે. કરણીના કાયદાએ ઠરાવેલી મુદત પુરી થવે રવાંન શરીરથી છુટું પડે છે, જે બનાવને મરણ તરીકે ઓળખવામાં આવે છે.

લોંગફેલો લખે છે તેમ "સંપૂર્ણ મરણ અથવા હૈયાતીનો સમુળગો અંત જેવું કાંઇ નથી, આપણે જેને મોત કહીએ છીએ, તે એક રીતનો ફેરફાર છે. જેમ એક શેહેરની આસપાસ નાનાં પરાંઓ આવ્યાં હોય તેમ આ દુન્યાની પળવારની ટુંક જીંદગી, આપણી હંમેશની જીંદગી સાથે સરખાવતાં, એક પરાં સમાન છે અને આ જીંદગીનો જે અંત આવે છે જેને આપણાં લોક મોત કહે છે તે હંમેશની જીંદગીમાં દાખલ થવાનો એક દરવાજો છે." જેમ પાનખર રૂતુમાં ઝાડો તદન સુકાઇ જઇ મરી જતાં હોય તેમ દેખાય છે, અને ઉનાળો આવતાં તેજ ઝાડનાં મુળ્યાં તથા થડ બીજા ફણગાઓ કાહડી પાછું પોતાના અસલ રૂપમાં લીલાં પાદડાંઓથી ભરપુર થાય છે, તેમ મોતથી આપણી હૈયાતીનો ગેતીમાં દેખાતો ભાગ થોડો વખત સુકાઇ જાય છે, અને મીનોઇ જેહાન જેમાં તે હૈયાતીના મુળ્યાં તથા થડ છે તેમાં ચોકકસ મુદત સુધી રહી ફરી ગેતીમાં જનમ લે છે.

## મોત અને ઉંઘ વચેનો તફાવત.

વળી આપણને યાદ રાખવું જોઇયે કે જયારે રવાન સાથની અમર ત્રિપુટી ખાકી શરીર સાથનો પોતાનો સંબંધ છોડે છે ત્યારેજ તેને આપણે મોત કહીયે છીયે; પણ આપણી જીંદગી દરમ્યાન દરરોજ રાત્રે જયારે આપણે સ્વપન કરીયે છીયે ત્યારે આપણા દરેકના રવાનો આપણાં બીજા શુક્ષ્મ શરીરો સાથે આ ખાકી શરીરથી છુટાં પડે છે, અને થોડો યા ઘણો વખત તેનો સંબંધ અટકી પડે છે, તથા ઉંઘમાં જયારે ખાકી શરીર આશાએશ માટે બીછાને પડેલું હોય છે ત્યારે રવાનો ખાકી શરીરમાંથી નીકળી જઇને મીનોઇ દુનિયામાં કાર્ય કરે છે.

આ ઉપરથી ત્યારે આપણને સવાલ ઉત્પન્ન થાય છે કે જો ઉંઘમાં આપણું રવાન આપણાં ખાકી શરીરથી છુટું પડતું હોય તો પછી મોતમાં તથા ઉંઘમાં ફરક શો? "કલેર્વોયન્ટ" યાને જેઓની અંતર્દષ્ટિ ખીલેલી હોય છે, અને અણદીઠ મીનોઇ દુનિયાંની કેટલીક ચીજો જોઇ જાણી શકે છે, તેઓ તરફથી તથા ખુદાશનાશીના કેટલાક આગલ વધેલા શખ્સો તરફથી એનો જવાબ એવો મલે છે કે જયારે રવાન ઉંઘમાં બીજાં શરીરો સાથે ખાકી શરીરથી જુદું પડે છે ત્યારે ઉશ્તાન (પ્રાણ) તથા છાયા શરીર ખાકી શરીરમાંજ રહે છે અને ખાકી શરીર ઉપર સેહેજ પણ અસર થતાં તુરત રવાન પાછું પોતાનાં ખાકી શરીરનો કબજો લે છે, યાને, બીજા બોલોમાં બોલીયે તો, માણસ જાગ્રત થાય છે. આપણે જાણીયે છીયે કે ઉંઘમાં આપણા શરીર ઉપર બાહેરથી સેહેજ પણ અસર થાય છે કે આપણે તુરત જાગૃત થઇયે છીયે, પણ મરણ

વખતે તો પ્રાણ તત્વ તથા છાયા શરીર ખાકી શરીરથી સદાનું છુટું પડી રવાન સાથે નીકળી જાય છે, જે પછી રવાન પોતાના ખાકી શરીરનો કબજો પાછો લઇ શકતું નથી. એ વખતે ગમે તેવી ખાકી શરીર ઉપર અસર કરવામાં આવે છે, તથા ભાન પાછું લાવવાની કોશેશ કરવામાં આવે છે, તે સઘળી ફોકટ જાય છે.

આ પ્રમાણે ત્યારે મરણ તથા ઉંઘ વચ્ચેનો અગત્યનો તફાવત આપણે તપાસ્યો, હવે આપણે મરણ વખતે શું ફેરફારો થાય છે તે વિગતવારે તપાસીશું.

## મરણ વખતે થતો ફેરફાર.

ખુદાશનાશીના આગળ વધેલા અભ્યાસીઓથી વધુ એ જણાવવામાં આવ્યું છે કે જ્યારે માણસનું મરણ નીપજે છે ત્યારે તેની છેવટની ઘડીએ તે એક ઘણીજ અગત્યની ક્રિયામાંથી પસાર થાય છે, તે વખતે તેણે પોતાની આખી જીંદગીમાં કરેલાં તમામ નાનાં મોટાં કામો તથા બીજા બનાવો, તેના કારણો તથા તેથી નીપજતાં પરીણામો, તેમજ તેણે પોતાની જીંદગી દરમ્યાન જે જે ફતેહો તથા નિષ્ફળતાઓ મેલવી હોય તે સઘલાંનો ઇન્તેખાબ માણસ લઇ જાય છે, તથા તે સર્વે બનાવો તેની આંખ આગળથી, જેમ સીનેમેટોગ્રાફમાં તમામ બની ગયલા બનાવો તથા દેખાવો આપણે આપણી આંખ આગળ બનતા હોય એમ જોઇયે છીયે, તેમ, તે ગુજરનારની નજર આગલથી પસાર થઇ જાય છે, અને તે મધેથી તે ઘણોક બોધ મેલવે છે. તે પછી તેની જીંદગીની દોરી જે હજુર સુધી તેના છાયા શરીર તથા ખાકી શરીર વચ્ચે જોડાયલી હતી તે તુટી જાય છે, અને રવાન પોતાનાં બીજા મીનોઇ (સુક્ષ્મ) શરીરો સાથે બેભાન ખુશનુમા સ્વપ્ના જેવી હાલતમાં કેટલાક કલાકો સુધી રહે છે.

ડુબી જવાથી ગુજર પામવાની અણી ઉપર આવેલાં માણસો પોતાનો અનુભવ વર્ણવતાં કહે છે કે તેઓ પોતાની જીંદગીના સર્વે બનાવો પોતાની નજર આગળ પસાર થઇ જતા જોઇ ગયા હતાં. વળી બીજા કોઇ એવા સંજોગો વચ્ચે જો કોઇ માણસ મુકાય છે કે જયાં હર પળે તે મોતની ધાસ્તીમાં હોય, તો તે હાલતમાં પણ આ મરણ વખત થતી ક્રિયા બની જાય છે, અને જીંદગીનાં બનાવોના ચિત્રો તે માણસની નજર આગળથી પસાર થાય છે. આનો એક દાખલો આફ્રીકાની બોઅેર લડાઇ વખતે બનેલો નોંધાયો છે. લડાઇમાં બોએરોએ એક વખતે અંગ્રેજોની એક આગગાડીને ઘેરી લીધી તથા તેમાં બેઠેલાઓ ઉપર સુમારે પાંચ વારને છેટેથી ગોળીઓ છોડવા લાગ્યા. આ હાલતમાં આગગાડીમાં બેઠેલા

એક શખ્સે જાણી લીધું કે જે પળ જાય છે તેમાં એક ગોળી તેનો જીવ લેશે. આ અત્યંત ધાસ્તીની હાલતમાં મરણ વખતની થતી પહેલી ક્રિયા તેનાં સંબંધમાં થઇ ગઇ. તેની જીંદગીના તમામ બનાવો તેના ભેજામાંથી પસાર થઇ ગયા, જો કે મોતમાંથી તે બચી જવા પામ્યો હતો. જો તે દહેશત વધુ જોશમાં પેદા પડી હતે યા વધુ વખત ચાલુ રહેતે તો તે મરણ પામતે. તે લખે છે કે "મારી ઘણીજ નાની વયથી તે હાલ સુધીમાં બનેલા મારી જીંદગીનાં બધા બનાવો, નજદીક સઘળી વીગતો સહીત, મારા ભેજામાં પસાર થઇ ગયા."*

આ દાખલાઓમાં ગેતી અને મીનોઇની વચ્ચેની હાલત ભોગવી આવેલા જીવોનો અનુભવ ખોદાશેનારીએ જાહેર કરેલી મરણ વેળાએ થતી સર્વથી પહેલી ક્રિયાનો મજબુત પુરાવો આપે છે.

## ગુજરનાર આગળ ચુપકીદીની જરૂર, અને રડવું-કુટવું નામુનાસેબ.

જીંદગી ખતમ થતી વખતની આ છેલ્લી અગત્યની ક્રિયા ગુજરનારનાં બાબમાં બનતી હોવાથી એ પ્રસંગે આપણ સૌ જીવતાંઓની પવિત્ર ફરજ એ છે કે આપણાં વહાલાં ગુજરનારના બીછાનાં આગલ હમેશાં શાંતી તથા ચુપકીદી જાળવવી તથા બંદગીની ભલી અસરો તથા સારી ધ્વનીઓ પાંથરવી. જે વેળાએ મરણ પામના માણસનું રવાન પુરી થતી જીંદગીનો ઇંતેખાબ લેવાની ગંભીર ક્રિયામાં રોકાયલું હોય છે, ત્યારે આપણું દુઃખ અને દલગીરી, ગમ અને રડારોડ તેના કિમતી કામમાં બહુજ ખલલ નાખે છે. તેમજ મરણ પછી થોડો વખત તે શાંત ખુશ સ્વપનની હાલતમાં રહે છે, તે વખતે પણ જેમ લાંબી ઉંઘની તલબ કરનાર ભર ઉંઘમાં પડેલાં માણસને જગાડયા કરવાથી તે દુખી થાય છે, તેમ આપણી એવી વર્તણુંકથી તુરતનો ગુજરેલો જીવ, જાગૃત થઇને બહુજ દુખી થાય છે. તે વખતે આપણી ખાસ ફરજ છે કે સબુરી અખત્યાર કરી ગુજરનારની નૈયતે ભલી દુઆ ગુજારવી. ગુજરનારના બીછાના આગલ કોઇ પણ પ્રકારની માહેતમ તથા કલાપીટ કરવી નહી, કોઇબી રીતે તેની જીંદગીની છેલ્લી કીમતી પળે આપણી બાહેરની સ્વાર્થી લાગણીઓની તથા જુસ્સાઓની સખત ધ્વનીઓથી તેને હરકત કરવી નહી. આપણે ઉપર

* "............ "How long the firing lasted I cannot say, it may have been five minutes, but to me it seemed an eternity. I was resigned to die, expecting death every second. All the incidents in my life, in almost every detail, passed through my head from my earliest childhood until then."—"Times of India" 16th October 1901.

જોઇ ગયા તેમ તે શખ્સ પોતાની ખતમ થતી જીંદગીનો ઇન્તેખાબ લઇ તેમાંથી પોતાની વૃદ્ધિને માટે કેટલોક બોધ ખેંચે છે, તે વખતે તેની આસપાસ શાંતી પાંથરી તેના કામમાં મદદ કરવી જોઇયે. અને આપણી માહેતમ તથા કલાપીટથી તેની શાંતીમાં ખલલ નાખી તેને કીમતી બોધ લેતાં અટકાવવો ન જોઇયે. તેથી ઉલટું તે વખતે બંદગી તથા બીજી ભલી દુવાઓના સારા વિચારો પાંથરવા જોઇયે અને તેટલાજ માટે દરેક ધર્મમાં તેમજ આપણા પાક જરથોસ્તી ધર્મમાં પણ ગુજરનાર માટે બંદગી કરવાનું તથા મરણનાં બીછાનાં આગલ શાંતી જાલવવાનું ફરમાન આપેલું આપણે જોઇયે છીયે.

ગુજરવા પછી મરનારના ભાનની કુદરતી ગતી બહેશ્તના બુલંદ તબકકા ઉપર જવાની હોય છે. પહેલ્લાં કેટલાંક વર્ષો સુધી જ્યારે ગુજરનાર બહેશ્ત તરફ જવાના માર્ગમાં હોય ત્યારે પણ વિલાપ તથા માહેતમ તેને બહેશ્ત તરફ જતાં અટકાવે છે. જરથોસ્તીઓમાં એક એવી માન્યતા તેમના ધાર્મિક લેખોને અંગે હસ્તી ભોગવે છે કે મરનાર માટે જેટલાં આંસુઓ પાડવામાં આવે છે તેટલાં આંસુઓની સંખ્યામાં નદીઓ બને છે અને તે નદીઓ તે ગુજર પામેલાનાં રસ્તામાં અટકાવ નાંખે છે, જેથી આવી નદીઓ વચ્ચે આવવાથી ગુજર પામેલાંને પોતાનું શ્રેષ્ઠ ધામ જે બહેશ્ત છે, તે તરફ જતાં ભારે નડતલ થાય છે. હવે આ માન્યતામાં મીનોઇ હકીકતનો મર્મ ઘણીજ બાહોશીથી છુપાવીને સાચવી રાખેલો છે તે દરેક સમજુ આદમીને તુરત માલમ પડશે. ગુજર પામેલાંઓ માટે જો આપણે શોક કરીએ અને દિલગીર થઇયે તો તે શોક અને દલગીરીનાં જોશનાં પ્રમાણમાં તે ગુજર પામેલાંને આપણે આ ખાકી દુનિયાં તરફ ખેંચેલું રાખીએ છીએ, તેથી આવી રીતનાં આપણાં આ અણસમજુ માનસિક કામથી તે ગુજર પામેલાંને હમેશ્તગાનનાં ઉતરતાં ભુવનો ઉપરજ થોભી રહેવું પડે છે, અને બેહેશ્તનાં ચઢતા તબકકા કે જ્યાં ખાકી દુનિયાની રંજ, પીડા, વગેરેનો કોઇજ ભાસ રહેતો નથી, તેવાં સુખવાસી ભુવન અથવા સ્વર્ગ તરફ જવાને રવાનને તક મળતી નથી. તેથી આપણે જો દલગીરી અથવા શોક કર્યા વિના સ્થિર રહીને અને ધીરજ રાખીને શાંત મનથી ગુજર પામેલાંઓ તરફ મોહબત ભર્યા અને દુવા બંદગીનાં ભલા વિચારો મોકલીયે અને આપણા પાક મજહબે ફરમાવેલી ધર્મ ક્રિયાઓ કરાવ્યે તો તે આપણા વિચાર તથા ક્રિયાની બરકકતથી તે ગુજર પામેલાંનાં બેહેશ્ત તરફ આગળ વધવાનાં રસ્તામાં ઘણી સવળતા થઇ પડે છે. ગુજર પામતી વેળાએ ગુજરનાર આદમીના

કાનમાં મોટે સાદે "યથા" અથવા "અષેમ" જેવા પવિત્ર શબ્દો ભણવાનો જે રવૈયો જરથોસ્તીઓમાં હજુ ચાલુ છે, તેની એક નેમ એ છે, કે ગુજર પામેલાંનું મન હવે આ બાકી દુનિયાંની માયા અને જંજાલ તરફ નહી વળગેલું રહે, પણ તે હવે મીનોઈ બાબદ તરફજ વળગ્યું રહે, કે જેથી બેહસ્ત તરફ તે લગાર સેતાબીથી પોહચવાને સામર્થવાન બને. વળી એ મહા વાકયો ઉપર જો ગુજર પામતી વેળાએ ગુજરનારનું ચિત્ત ચોંટે તો તેને મીનોઇ દુન્યામાં બહુ રાહત મળે છે. મરણ કાળે માનવીનું મન અહુરમજદ અને અષોઇ ઉપર લાગેલું હોય તો તેને ઘણું સુખ સંપાદન થાય છે. માટે સ્વાર્થિ રૂદન કરીને તેનું ચિત્ત દુન્યામાં ચોટાડ-નાર સગાંસ્નેહિઓ મરનારને કેટલું મહાભારત દુઃખ અને નુકસાન કરે છે તે સમજીને તેને છેટે રહેવું યોગ્ય છે. તેમના રૂદનથી મરનારના સુખમાં હરકત થાય છે, જેના કરતાં વધારે નુકસાન શું હોઇ શકે એ કલ્પવું કઠીણ છે.

આ ઉપરથી દેખઇતું છે કે આપણા મરનાર વહાલાંઓ માટે શોક કે વીલાપ અણઘટતો છે. તેઓ માટે ભલી પવીત્ર યાદ જાળવી રાખવી જોઇએ. આપણાં વહાલાંઓ, જેઓની સંગતમાં આપણે આપણી જીંદગીનો થોડો ઘણો ભાગ ગુજારેલો અને જેઓએ આપણને માટે કાલજી રાખેલી, તથા આપણા ભલાં કાજે મહેનત તથા રંજ ખેંચેલી તેઓને શું આપણી અવિચારી વર્તણુંકથી દુખી કરવા જોઇએ? તથા તેઓના મરણ બાદ તેઓની મોહબત, મેહર, મીત્રાચારી, પ્યાર, પ્રેમ વગેરે તેઓના ગુણોનું એહસાન માની તેઓને મીનોઇ મુસાફરીમાં મદદ કરવાને બદલે તેમને હેરાન કરવામાં ઘટારત છેઇએ કે? તેઓએ આપણાપર કરેલા ઉપકારો જે તન, મન, કે ધનથી કીધા હોય તેનો બદલો લાયક રીતે વાળવાને બદલે, આપણી સ્વાર્થિ માહેતમથી તેઓને નાહકની આપદામાં નાખવા જોઇએ કે? જેઓએ પોતાની મરણની છેલ્લી ઘડી સુધી આપણા માટે કાલજી રાખેલી તેઓના મીનોઇ જેહાનમાં સુખ માટે ડહાપણ ભરી કાલજી શું ન દેખાડવી જોઇયે? નહી કદી નહી. તેઓ તરફની ફરજ, ધર્મ અને અકકલને અનુસરતી રીતથી બજાવવી જોઇએ.

પ્લુટાર્ક નામનો મહાન નર કહે છે કે "મરનાર માટેની આપણી મોહબતની ઇધાણી તેને માટે શોક કે માહેતમ કરવામાંજ નથી પણ તેની કીર્તીને માન સાથ યાદ કરવામાં સમાયલી છે. કારણ કે એક ભલા મરનાર માટે શોકનું ગાયન ન છાજતું છે, પણ તેની વખાણ ગાવી ઘટીત છે. તેના ગુજર પામવાથી આપણને થયલી ખોટની લાગણી ધરાવી શોક કરવા

કરતાં માન ભરી ભલી યાદથી જાળવવી જોઇએ અને ફરેશ્તાઓને દલગીરીનાં આંસુઓને બદલે ભલી દુવાઓ તથા મોહબત ભરી યાદ અર્પણ કરવી જોઇએ. કારણ કે મરનાર જેણે આ ખાકી દુનિયામાં રહેવાનું બંધ કીધું છે તે હવે ખોદાઇ રોશનીમાં ભાગ લેનાર થાય છે." માટે આપણે ઉપર જોયું તેમ શોક અથવા માહેતમને બદલે માનપુર્વક યાદથી વાહલાં ગુજર પામનારાંઓના મરણની યાદ રાખવી જોઇએ.

ગુજરનારની પાછળ થતી તુરતની બંદગી તથા ક્રિયાઓના ભીત્તરમાં આ ભેદ સમાયલો આપણને માલમ પડે છે કે તેના જીંદગીની છેલ્લી ઘડીએ તેની આગળ બંદગીના કલામોથી શાંતી તથા ચુપકીદી પંથરાય, અને તેને મીનોઇ માર્ગ જડે અને આ દુ:ખદાયક જીવન વીસરાય.

## મરણ પછીનું માહેતમ સ્વાર્થી છે.

આપણે ખુલ્લાં મનથી તથા અપક્ષપાત રીતે જો આપણી કલાપીટનું અથવા માહેતમનું કારણ શોધીશું તો તેમાં આપણો પોતાનો આપસ્વાર્થજ માલમ પડશે, કારણ કે ખરૂં પુછાવતાં આપણું વહાલું આ દુનિયા છોડી જાય છે, તેને પોતાને માટે જેટલો વીલાપ આપણે નથી કરતાં, તેના કરતાં વધુ વીલાપ આપણને પોતાને નુકસાન થયું, "માહરૂં ગયું, માહરી સઘળી મેહેનત વ્યર્થ ગઇ, હવે કેમ થશે, માહરી આશાઓ નીષ્ફળ ગઇ" એમ રોઇને આપણને પોતાને તેના ગુજરવાથી ખોટ ગઈ, તે માટે કરીયે છીયે, જેમાં ખરો આપણો સ્વાર્થજ માલમ પડે છે. તેટલા માટે દરેક માણસની પવિત્ર ફરજ છે કે તેણે પોતાના લાભ તરફ નહીં જોતાં, પોતાનાં વહાલાંને જો કાંઇબી મદદ થઇ શકતી હોય, તો તે કરવાનો ખ્યાલ રાખી, તેની જીંદગી ખતમ થતી વખતની કીમતી પળે પોતાથી બને તેમ શાંતીના તથા બંદગીના ભલા કલામોથી તેને મદદ કરવી, તથા પોતાની લાગણીઓને દાબી દઇ તેના મરણના બીછાના આગલ જેમ બને તેમ ચુપકીદી પાંથરવી. અગર જો એ વખતે અજ્ઞાનપણાથી યા આપણી સ્વાર્થી મતલબથી બેઅખત્યાર કલાપીટ તથા માહેતમ કરીએ તો તેથી ઘણી સખત ધ્વનીઓ ઉત્પન્ન કરી તેને મલતા કીમતી બોધમાં આપણ ઘણી ખલલ પોંહોચાડીએ છીયે, તથા એક માણસ પોતાની જીંદગીમાં કાંઇક અગત્યના કામમાં રોકાયલો હોય તેને તે શુભ કામમાં ખલલ નાખ્યાથી તે જેમ બેચેન તથા નાખુશ થાય છે તેમ આપણી માહેતમ તથા રડારોડથી, આપણું વહાલું ગુજરનાર પોતે આપણાથી પણ બેહદ નાખુશ તથા દલગીર થાય છે: આપણ તેના કીમતી લાભમાં ખલલ નાખી તેને વધુ દુ:ખી કરીયે છીયે એટલુંજ નહી, પણ તે કલાપીટ વધુ વખત ચાલુ રહેતાં જીંદગી ખતમ થયા પછી જે શાંત

મીઠી ઉંઘમાં તે બેભાન હાલતમાં રહેવો જોઇયે, તેમાંથી ગોયા જાગ્રત થઇને તે બહુ દુઃખી તથા હેરાન થાય છે.

જરા વધુ ધીરજથી તથા ઉંડાણમાં જઇને જો આપણે વિચાર કરીશું તો માલમ પડશે કે મોત માટે વીલાપ કરવામાં આપણે કુદરતના ન્યાયી તથા દયાલુ કાયદાનું માત્ર અજ્ઞાનપણું દેખાડીયે છીયે, કારણ કે ઇનસાન અથવા આદમ પોતે, જેમ આપણે આગલ જોયું તેમ, કાંઈ આ ખાકી શરીર નથી. તે પોતે તો સદાકાળ હસ્તી ધરાવનારૂં, અવીનાશી, અમર મીનોઈ તત્વ ફ્રોહર છે. અહુરમજદ તેનો પિતા છે અને તે રવાન અહુરમજદનો પુત્ર છે. અહુરમજદને જો ઝાડ તરીકે લેખીએ તો ફ્રોહર તેનું બીજ છે, અહુરમજદને જો આતશ લેખીએ તો તે તેની ચીનગારી છે; માટે કોઇબી અલંકારમાં લેતાં તે અહુરમજદમાંથી નીકલેલું એક તત્વ હોવાથી તેના પિતા જેવી સઘલી શકિતઓ તથા ગુણો જે હાલ તેનામાં મંદ છે તે ખીલી નીકલવાની તમામ તાકાત તથા શકિત ધરાવે છે. ખાકી શરીરના નાશ પામવાથી તે કાંઇ નાશ પામતું નથી. પણ ખાકી શરીર જે તેણે પોતાના ઉપ્યોગ માટે, પોતાની વૃદ્ધિ કરવા માટે, અહુરમજદની તમામ શકિતઓ તેનામાં ખીલવવા માટે ધારણ કર્યું છે તે વાપરવાની મુદ્દત કરણીના કાયદા પ્રમાણે પુરી થવાથી, તેનો કબજો તે સદાનો છોડી ગયું છે, જે તેના પ્રગટીકરણ અથવા વૃદ્ધિની નેમથી જોતાં તેને માટે ઘણું જરૂરનું છે.

ગુજર પામનાર શખ્સ જો કે ખાકી દુનિયાંમાં આપણી નજર આગલથી દુર થયો છે, તથા આપણા સમાગમમાં આવી શકતો નથી, તો પણ મીનોઇ અણદીઠ દુનિયામાં તો તે હૈયાત છે, જ્યાં આપણા પ્રેમપૂર્વક વિચારો તથા આપણી બંદગીઓ, તથા ધર્મ ક્રિયાઓ તેને પહોંચી મદદગાર થઇ શકે છે. જેમ આપણું કોઇ સગું વહાલું યા દોસ્ત આસના આપણાથી હજારો માઇલ દુર બીજા દેશોમાં ગયું હોય, આપણી નજરથી દુર થયું હોય, તો તે માટે આપણે કાંઇ અફસોસ કે ગમગીની કરતા નથી, કારણ કે આપણે જાણીયે છીયે કે, જોકે આપણે એક બીજાથી જુદા પડયા છિયે, તોપણ તે બીજા મુલકમાં સહીસલામત હૈયાત છે, તેજ પ્રમાણે આપણાં ગુજરેલાં વાહાલાંઓ ત્યાંજ આપણી આસપાસ વ્યાપી રહેલી મીનોઇ અદૃષ્ય દુનિયાંમાં હૈયાત છે, અને યજદોની રાહબરી હેઠળ પોતાની વૃદ્ધિનો રસ્તો આગળ કાપે છે, એ ખ્યાલ આપણામાંથી ગમગીની તથા શોક દુર કરે છે, એટલુંજ નહીં, પણ એ દુઃખ

વખતે આપણને ઘણી ધીરજ તથા સબુરી આપે છે, તથા અજ્ઞાનપણાને લીધે જે દુઃખ ખમતા હતા તેનું નીવારણ કરે છે.

આપણે વળી આપણી હાલતની સરખામણીથી દીલાસો લેવો જોઇએ કે કોઇ પણ શખ્સ એવો નથી કે તેણે પોતાના વાહાલાંને ખોયું ન હોય. ગૌતમ બુદ્ધની "રાઇના દાણાની વાત" એવીજ સરખામણીથી સારો બોધ આપે છે. એક જવાન બાઇ એક તવંગર આદમીના એક પુરા છોકરા સાથ ધામધુમથી અને ખુશી ખુશાલીથી પરણી. તેઓને એક ઘણા ખુબસુરત બેટાની બક્ષેસ થઇ. તે છોકરો ચાલવા શિખ્યા પછી મરણ પામ્યો. પોતાના ખુબસુરત પ્યારા બચ્ચાંની જુદાઇના ખ્યાલમાં તે ગોયા દીવાની થઇ, તે પોતાનાં બચ્ચાંને છાતીએ દાબીને ઘરે ઘર ભટકવા લાગી, કે "કોઇ આ બચ્ચાંને સારૂ કરવાની દવા આપો." એક બૌધિષ્ટ ભીક્ષુક તેણીના મનની હાલત પામી જઇ તેણીને કહ્યું કે "બાઇ તું ગૌતમ બુદ્ધ આગલ જા તે તુંને એની દવા આપશે." આ સમજી તેણી બુદ્ધ સાહેબ આગલ ગઇ અને કહ્યું "ગુરૂજી! મારા બચ્ચાને સારૂં થાય એવી દવા તમો જાણો છો," ગૌતમ બુધ્ધે ખરી હકીકત જાણી જઇને તેણીને કહ્યું "હા, હું જાણું છું. થોડા રાઇના દાણા લઇ આવ, પણ તે એવા ઘરમાંથી લાવજે કે જે ઘરમાં કોઇનો દીકરો યા બાપ યા ખાવીંદ યા ગુલામ યા સગો, સગી મરણ પામ્યું નહી હોય" આટલું સમજી તે બાઇ "ઠીક છે" એમ કહી પોતાના બચ્ચાંને છાતીએ મારી તે દાણા લેવા ગઇ. તેણીની માગણીથી લોકો તુરત રાઇના દાણા આપવા લાગા પણ જ્યારે તેણી સવાલ કરતી કે "તમારા ઘરમાં કોઇ મરણ પામ્યું છે?" ત્યારે કોઇ કહેતું કે "બાઇ તું શું કહે છે અહીં તો જીવતાં કરતાં મરણ પામેલાંઓ વધારે છે." "કોઇ કહે હમારા મા બાપ ગુજરી ગયા." કોઇ કહે "હમારો છોકરો ગુજરી ગયો." કોઇ કહે "હમારો ગુલામ ગુજરી ગયો છે," આમ ઘરે ઘર રખડતાં તેણીને માલુમ પડયું કે કોઇ પણ ઘર એવું નહોતું કે જયાં કોઇ ને કોઇ વહાલું મરણ પામ્યું નહોતું, ત્યારે તેણીના મનની શાંન્તી થવા માંડી અને તેણીના બચ્ચાંને અવલમંજલ પહોચાડયું, અને પાછી બુદ્ધ આગલ ગઇ અને કહ્યું કે "તમો કહો છો તેવું કોઈ મલતું નથી." ત્યારે બુદ્ધ સાહેબે તેણીને આ દુન્યાની નાપાએદારી વીષે વધુ સમજ આપી. આના સંબંધમાં કબીરજીના શબ્દો યાદ આવે છે કે—

"નવબી મર ગયે દશબી મર ગય—મર ગયે સહસ્ર અઠાસી,
તેતીસ કોટી દેવતા મર ગય—પડે કાલકી ફાંસી.

પીર મરે પેગંબર મર ગય—મર ગયે જીંદા જોગી,
જતી સતી સન્યાસી મર ગય—મર ગયે બદન રોગી.
તીન લોક પર છત્ર બીરાજે—લુંટા કુંજ બીહારી,
કહત કબીરા સોહબી મર ગયે—રઇયત કોણુ બીચારી."

દુન્યામાં "નામ તેનો નાશ" એ કહેતી કબીરજીએ ઘણી સુંદર રીતે આ દોહરામાં સમજાવી છે.

કમનસીબે હાલ એ બાબદ વિશે જેટલી વાકેફગારી હોવી જોઇએ તેટલી ન હોવાથી, આપણે પોતે અજ્ઞાનપણાનાં અંધકારમાં લાગણીઓથી દોરવાઇ જઇ, વિચાર શક્તિનો ભલો ઉપ્યોગ કરી શકતાં ન હોવાથી, મોત બાબે આપણામાં ઘણોક ભય તથા ડર ઉત્પન્ન થાય છે. માણસની મરણુ પછીની હાલત કેવી થાય છે, તેનું રવાન કયાં જાય છે, તેનું શું થાય છે, મોત શા માટે અવશ્યનું છે, વગેરે બાબદોનું ઉપર ટપકેનું જો થોડુંક જ્ઞાન મેળવ્યું હોય તો આપણા વાહલાંઓનાં મરણ વખતે આપણને વીલાપ તથા માહેતમ કરવાની કાંઇ પણ જરૂર રહેતી નથી, પણ તેથી ઉલટું તે વખતે શાંતી તથા ખામોશી અખત્યાર કરી, આપણી ફરજો અદા કરી શકાયે છીયે, તથા તેઓને મીનોઇ દુનિયાંમાં શાંતી તથા સુખ મલે તે માટે પ્રાર્થના તથા દુવા કરવાના ઘટતા ઉપાયો લઇયે છીયે, જેથી આપણું દુ:ખ કમી થાય છે. પ્લેટો કહે છે તેમ એક દલગીરીને દુર કરવાનો સૌથી સરસ ઉપાય એ છે કે આવી પડેલાં દુ:ખને તે વેળા દુર કરવાનો વીચાર કરવો.

આ પ્રમાણે જ્ઞાનથી કુદરતના કાયદાઓ તથા નિયમોને સમજવા માટે થોડુંક જાણવાનું જરૂરતું હોવાથી, નીચે પ્રમાણેનો થોડોક ખુલાસો ખોદાશનાશીને આધારે રજુ કરવાની જરૂર છે.*

## માણુસનાં ખાકી તથા મીનોઇ શરીરો.

આપણે આગલ જોઇ ગયા છીયે કે માણુસ માત્ર આ ખાકીજ શરીર ધરાવતો નથી, પણ તેનામાં એ ઉપરાંત બીજા છ તત્વો હસ્તી ધરાવે છે,

* એ બાબદ સંપુર્ણ રીતે સમજવી એટલી તો બીકટ તથા અઘરી છે કે તેનો સઘલો ખુલાસો આ નાનાં ચોપાનીયાંમાં દાખલ કરી શકાતો નથી, તેટલા માટે જેઓ એ બાબદનો વીગતેથી અભ્યાસ કરવા માંગતા હોય તેઓએ એ બાબદ ઉપર ગુજરાતી ભાષામાં મી૦ માણેકજી દાદાભાઇ પાંડેની લખેલી "મરણ પછી માણુસની હાલત" નામની ચોપડીને તથા બીજી એવી ઘણીક ચોપડીઓ લખાઇને બહાર પડી છે તેનો અભ્યાસ કરવો કે જેથી ઘણીક બાબદોનો વીગતેથી ખુલાસો મલશે.

જે વિષે યજશ્નેના હા ૫૫) માં પણ જાહેર કરેલું આપણે પ્રથમ જોઇ ગયા છીયે. એ રીતે ત્યારે માણસ સાત તત્વોનું બનેલું છે. એ સાત તત્વોમાં નીચલા ચાર તત્વો જેને અવસ્તા ભાષામાં તનું, કેહર્પ, ઉશ્તાન તથા તેવીષી કહેવામાં આવે છે તે નાશવંત તથા ફાંની છે, જ્યારે ઉપલા ત્રણ તત્વો જેને ઉર્વાન, બઓધંગ તથા ફ્રવષિ કહેવામાં આવે છે તથા જેને સાધારણ રીતે સામટું લેતાં "ફરોહર" તરીકે પણ લેખી શકાય, તે અમર તથા અવીનાશી, અહુરમજદનું પોતાનું કીરણ છે.

એ અમર તત્વ, ફરોહર, ખાકી શરીર, લાગણીઓને લગતું શરીર (કામ અથવા એસ્ત્રલ શરીર) તથા વીચારને લગતું શરીર( માનસિક શરીર) એવાં ત્રણ શરીરો મારફતે નીચલા ભુવનો અથવા દુનિયાઓમાં કામ કરે છે. દાખલા તરીકે, જ્યારે માણસ ખાકી શરીર મારફતે યા પાંચે ઇંદ્રિઓ વડે જુદું જુદું કાર્ય કરે છે ત્યારે તેનું ભાન ખાકી શરીરમાં હોય છે. જ્યારે માણસ લાગણીઓ અને જુસ્સાઓ, મોજ, દુખ, કીનો, ગુસ્સો, ધીક્કાર, અદેખાઇ વગેરે જાહેર કરે છે ત્યારે તેનું ભાન તેના લાગણીને લગતાં શરીરમાં પણ હોય છે. જ્યારે તે વિચાર કરે છે, મનને લગતી ક્રિયાઓ કરે છે, ત્યારે તેનું ભાન વિચારને લગતાં યાને માનસિક શરીરમાં પણ હોય છે.

આ પ્રમાણે નીચલાં શરીરો મારફતે જીંદગી દરમ્યાન માણસ ચલવલો કરે છે, જે કરવામાં તે પોતાની વૃદ્ધિને માટે ઘણોક અનુભવ રૂપી ખોરાક ભેગો કરે છે, જે મધેથી મરણ પછી તે પોતા માટે ઘણાક ગુણો તથા શક્તિઓ બાંધી, વૃદ્ધિનું કામ આગળ વધારવાને ખાતર કેટલોક વખત ગયા બાદ, વધુ ખીલેલી મનશક્તિ તથા નીતિ તથા બીજા ગુણો સહીત પાછો જન્મ લઇ, પોતાનું આગળી જીંદગીઓનું બાકી અધુરૂં રહેલું કાર્ય પાછું હાથ ધરીને સંપુર્ણતાને છેડે પુગવાની કોશેશ કરે છે. તેટલા માટે મનુષ્યની જીંદગીની છેવટની નેમ શું છે અને તે કયાં લઇ જનાર છે, તે વિષે વિચાર કરીશું તો આપણને માલમ પડશે કે સૃષ્ટિમાં સઘલે ઠેકાણે વૃદ્ધિનો અથવા પ્રગટીકરણનો જે નિયમ કાર્ય કરે છે, તે નિયમ મુજબ, માણસના ફરોહરે, પોતામાં મંદ રહેલી અહુરમજદની ભલી શકિતઓ તથા ગુણો, જુદાં જુદાં શરીરો મારફતે અનુભવ લઇ, ખીલવી, પોતાના પીતા અહુરમજદના જેવા સંપુર્ણ બનીને, તેનામાં મળી જવાનું છે, જે વિષે બુનદેહેશ કેતાબની સમજણ આપણે આગળ જોઇ ગયા છઇએ.

એ સંપુર્ણતા હાંસલ કરવાની ક્રિયા તે કાંઇજ નહી પણ વૃદ્ધિની અથવા પ્રગટીકરણની ક્રિયા છે કે જે વિષે તેનીસન જેવા કવિરાજે અને આજની વિદ્યાએ પણ એ મહાન ક્રિયા કોઇ કીર્તિમાન છેડે આપણને લઇ જાય છે, એવું અનુમાન કરયું છે.

એ કીર્તિમાન છેડે પુગવા ખાતર આ ખાકી શરીર તથા બીજાં શરીરો માણસે ધારણ કર્યાં છે, કે જે વડે તે અનુભવ મેલવી પોતાની વૃદ્ધિ કરી નિમેલે ઠેકાણે અંતે પુગે, અને થોડાંક વર્ષની આ ટુંક જીંદગી સંપુર્ણતા મેળવવા માટે કોઇબી રવેશે પુરતી ન હોવાથી અનેક જનમોની જરૂરયાત માલમ પડી આવે છે.

આપણામાં વાસો કરતી ઘણીક ખામીઓમાંની એકાદનેજ દુર કરતાં આપણે ઘણી વેલાએ હારી ખાઇએ છીએ, અને આપણી આ જીંદગીની કોશેષો માત્ર એકજ દુર્ગુણને સદાબરો નાશ કરવાને પુરતી થઇ પડતી નથી, તો પછી આપણી સઘળી ખામીઓને જડમુળથી ઉખેડી નાખી આપણા અહંકારને પણ નિર્મુળ કરી નાખવાનું મહાન કાર્ય ૫૦) ૬૦) વર્ષના એક જન્મમાં કદી પુરૂં થઇ શકે નહી એ દેખીતુંજ છે. આ મહાન કાર્ય—જે કરવા માટે ણુનદેહેશ પ્રમાણે આપણી રૂવષિએ શરીર ધારણ કર્યું છે—તે પુરૂં કરવા અનેકવાર જન્મ લઇ આ દુન્યામાં ઘણીક વેળા જુદા જુદા સંજોગો વચ્ચે જીંદગી ગુજારવાની જરૂર છે. "મોત" ત્યારે "જન્મ" ના જેટલોજ જરૂરી ભાગ ભજવે છે. જન્મ વડે જીવ ગેતીમાં કાર્ય કરતો થાય છે, "મરણ" વડે તે મીનોઇમાં જાય છે, અને ઘણીક વેળાએ જન્મ લઇનેજ, અને ઘણીએક વેળા મરણ પામવાથીજ કોઇમી જીવ ખોદાતાલાના દર્શન મેળવવાને કીર્તિવંત છેડે પહોંચી શકે છે. આ રીતે જોતાં મરણ જીવને અમર્ગી મેળવવાને કાજે એક જરૂરી બનાવ છે અને જન્મના જેટલીજ અગત્યતા તે ધરાવે છે.

## મરણનો ઉપ્યોગ યા જરૂર.

આ ઉપરથી આપણને માલમ પડે છે કે મરણ કુદરતનો તદન વાજબી, ન્યાયી તથા માયાલુ નિયમ છે, જે નિયમ વડેજ માણસ પોતાની વૃદ્ધિ કરી શકે છે. મરણ માટેનો આપણો વિલાપ માત્ર કુદરતના ડહાપણનું અજ્ઞાનપણું દેખાડે છે, પણ જો ધીરજથી, શાંત મને, કુદરતના કાયદાઓનું જ્ઞાન મેળવીશું તો એ બાહેરથી દેખાતી આફત તથા મુશકેલીમાં અનંત ડહાપણ તથા જ્ઞાન સમાવા ઉપરાંત, તે દાદારનો બેહદ પ્યાર દેખાશે, કારણ કે જ્યારે આપણે તુરતના બનાવ તરફથી આગલ વધી ભવિષ્યના પરિણામ ઉપર ઉંડાણથી દરીયાફત કરીયે છીયે ત્યારે કુદરતનો અચુક

નિયમ ટુંકા વખત માટે નહીં, પણ હંમેશગીના સુખને માટે, કાર્ય કરે છે એમ જણાય છે. એક દયાળુ માતા પોતાના ડહાપણથી તથા બેહદ પ્યારથી પોતાના વહાલાં ફરજંદને બીમારીમાંથી સાજો કરવા કડવાં ઔષધ આપે છે, અને ઘણી વેળા જોર જુલમથી એ પાય છે, તે વેળા તે તુરતનાં દુઃખ માટે વિચાર કરતી નથી, કે એ ઔષધ તેના બાળકને કડવું લાગશે કે મીઠું, પણ તેના બાળકનો રોગ મટી જાય અને તે ભવિષ્યમાં સુખ પામે તે વિચાર ધ્યાનમાં રાખીને તે આ પ્રમાણે વર્તે છે. આ વર્તણુંકને તેમનું અજ્ઞાન બાળક ઘણુંજ ઘાતકી તથા ક્રૂર પગલું લેખે છે, પણ ખરેખરી રીતે જોતાં તો તે માયાથી ભરપુર છે. તેજ પ્રમાણે આપણા પીતા અહુરમજદ જે માયા, મોહોબત તથા દયાનો અખંડ ભંડાર છે, તે પોતાના વહાલાં બાળકોનાં સુખ તથા શાંતીને ખાતર તથા તેમના રવાનની બોખતગી અથવા મુક્તિને ખાતર મોત જેવી બાહેરથી દેખાતી ભયાનક, પણ ખરી રીતે જોતાં ઘણીજ માયાલુ તથા કિમતી નવાજેશ કરે છે, ત્યારે આપણે પણ અજ્ઞાન બાળકની માફક તે માટે વીલાપ કરીયે છીયે, એટલુંજ નહી પણ ઘણીક વાર અણસમજુ બનીને ખુદા ઘાતકી છે, ક્રૂર છે, તેને ત્યાં ઇનસાફ નથી, વગેરે અણઘટતા શબ્દો વાપરીને પોતાના કીર્તાર તરફની ફરજ ભુલી જઇને ઇશ્વરનિંદા કર્યે છીએ; પણ જરા ધીરજથી જો આપણે વિચાર કરીશું, તો તેમાં આપણને પોતાનીજ ભુલ માલમ પડયા વીના રહેશે નહી.

આપણે ઘડીભર એમ ઇચ્છયે કે મરણ હતેજ નહીં તો કેવું સારૂં; પણ એકજ શરીરમાં સંપુર્ણતા મેળવાતી નથી. અને શરીર નાશવંત તત્ત્વોનું બનેલું હોવાથી તેને ફરી ફરીને બદલવાની જરૂર છે. તો પછી વૃદ્ધિ કરીને આપણી જોતને તે દાદારની જોતમાં મેલવી દેવાને, તથા તેનામાં આમેજ થઇ તેનું અનંત જ્ઞાન શાંતી સુખ તથા આનંદ ચાખવાનો જે કીર્તિમાન છેડો છે તે છેડે પોંહોચવાને આપણે કેવી રીતે શકિતવાન થઇયે?* તેટલા માટે તે કીર્તારે પોતાના અખંડ જ્ઞાનથી જે કાયદાઓ તથા નિયમો ઘડયા છે તે તદન વાજબી તથા બરહક છે એમ યકીન લાવી તેને ધીરજ, સબુરી શાંતી તથા ચુપકીદીથી માન આપી ચાલવાની આપણી ફરજ છે, તથા તે વિષે ઘટતું જ્ઞાન મેલવી તેમાંથી ડહાપણ લઈ અહુરમજદની મરજી પ્રમાણે ચાલવાની કોશેષ કરવી જોઇયે.

વળી આપણને બીજી ચીજ યાદ રાખવાની જરૂર છે તે એ કે, આ ખાકી દુનિયાં ઉપરાંત બીજી મીનોઇ અદ્દશ્ય દુનિયાંઓ પણ હસ્તી

* જુઓ વોહુક્ષથ્ર ગાથા, હા ૫૧, ફ. ૩, યજશ્ને, હા ૬૦, ફ. ૨૧, ઇત્યાદી.

ધરાવે છે, અને તેઓ છાંજ આ ખાકી દુનિયાંની અંદર વ્યાપીને રહેલી છે. એ મીનોઇ દુનિયાં કાંઇ ખાકી દુનિયાંથી સદંતર અલગ યા દુર નથી પણ તેની છાંજ વ્યાપીને રહેલી છે. વિદ્યા આપણને શીખવે છે કે ઇથર નામનો પદાર્થ જે હવા કરતાં ઘણોજ સુક્ષ્મ છે તે તમામ પોલાણ [space] માં તેમજ તમામ જડ, પ્રવાહી તથા વાયુ રૂપી પદાર્થોમાં વ્યાપીને રહેલો છે, તેમ મીનોઇ અણદીઠ દુનિયાંઓ અથવા ભુવનો ઇથર કરતાં પણ ઘણાજ પાતલા પદાર્થની હોવાથી ઘટ અથવા જડ પદાર્થમાં વ્યાપીને રહેલાં છે એ સમજી શકાય છે. વળી ધર્મશાસ્ત્રોમાં પણ મીનોઇ દુનિયાની હસ્તી વિષે, તથા ત્યાં કામ કરતા યજદો, અમશાસ્પંદો તથા ફરેસ્તાઓ વગેરેની હસ્તી વિષે, આપણને જાહેર કરવામાં આવ્યું છે, જે બાબદને અંતર્દષ્ટિવાળા તથા ગુપ્ત જ્ઞાન જાણનારાઓ પણ ટેકો આપે છે.

એ રીતે તપાસનાં માલમ પડે છે કે મીનોઇ દુનિયાં તથા ત્યાં હસ્તી ધરાવનારી તમામ ચઢતે ઉતરતે દરજ્જેની મીનોઇ શકિતઓ, તેમજ તે દુનિયામાં જુદા જુદા તબક્કા ઉપર રહેતાં ગુજરેલાંઓના રવાનો વગેરે સઘલાં છાંજ આપણી આસપાસ અણદીઠ રીતે રહેલાં છે. હવે ત્યારે સ્વભાવીક રીતે સવાલો ઉભા થાય છે કે, જો તેઓ આપણી આસપાસ છાંજ છે તો આપણને તેઓ વિષે ભાન કેમ નથી થતું? અથવા તેઓને આપણે જોઇ શકતાં કેમ નથી? યા કાંય નહી તેઓ આપણી સાથ સમાગમમાં આવી શકતાં? ઇત્યાદિ. એના જવાબમાં આપણને એ ખુલાસો મલે છે કે તેઓએ પોતાનું ખાકી શરીર ખોહી દીધેલું હોવાથી, તથા મીનોઇ દુનિયાંમાં સુક્ષ્મ શરીરોમાં રહેતાં હોવાથી, આપણી આ ખાકી આંખ વડે તેઓને આપણે જોઇ કે જાણી શકતાં નથી, પણ તેઓને જોવા માટે જો આપણે આપણી મીનોઇ ચશ્મો ખોલીયે, અને આપણા સુક્ષ્મ શરીરોમાં ભાન સહીત આપણે કામ કરતાં થઇયે, તો તેઓ વિષે આપણને ઘણુંક ભાન થઇ શકે; એટલુંજ નહીં, પણ જેમ પયગમબરો અને બીજા અષો નરો જેઓએ પોતાની મીનોઇ શક્તિઓ અશોઇના માર્ગે ચાલી ખીલવી છે, તથા મીનોઇ દુનિયાંમાં ચાલતી ક્રિયાઓ જોઇ છે, તથા તે દુનિયાંની ઘણીક હસ્તીઓ ઉપરાંત ગુજરેલાં-ઓનાં રવાનોને પણ જોયાં છે, તેમની માફક આપણે પણ ગુજરેલાંઓની હાલત વિષે વાકેફગાર થઇ, આપણી પોતાની ખાતરી કરી શકયે એ સંભવીત છે. તે કરવા માટે જો આપણે જોઇતી મેહેનત તથા ખંત લઇશું, જોઇતી અશોઇ તથા પવિત્રાઇ અખત્યાર કરીશું, તથા બીજાં સઘલાં સાધનો પુરાં પાડીશું, તો આપણને જાતી અનુભવ થયા વિના રહેશે નહીં.

આ ઉપરથી ત્યારે જણાશે કે મીનોઇ દુનિયાં જે જાંજ છે, તે વિષેનું ગ્નાન જોઇતી લાયકાતો ધરાવ્યાથી મેલવી શકાય છે. ધર્મશાસ્ત્રમાં દોઝખ, હમેસ્તગાન તથા બેહેસ્તના તબક્કાઓ વિષે જે લખાણ મલે છે, તે પેહેલ્લી નજરે કાંઇક ચોક્કસ બાંધેલાં મકાનો, આ દુનિયાંથી દુર આકાશમાં બનેલા હોય એવો ખ્યાલ આપે છે, પણ ખરી રીતે જોતાં તે કાંઇ બાંધેલાં મકાનો યા જગ્યા નથી, પણ આ દુનિયાની અંદર વ્યાપી રહેલી સૂક્ષ્મ પદાર્થની દુનિયાઓ છે, અને દુઃખ તથા સુખ જે ગુજરેલાંઓ ત્યાં જુએ છે, તેવું વર્ણન ગુજરનારનાં ભાનની હાલતો દર્શાવે છે.

આજના જમાનામાં ઘણાક જાણીતા વિદ્વાનો જેવા કે સર વિલ્યમ ક્રુકસ, સર ઓલીવર લોડજ, પ્રોફેસર લોમબ્રોસો, પ્રોફેસર ફ્રેડરીક માયર્સ, સર આરથર કોનન ડોઇલ, વિગેરેએ અખતરાઓ કરી ગુજરેલાંઓ હૈયાત છે અને આપણી સાથે ચોક્કસ સંજોગો વચ્ચે સંદેશાઓ ચલાવી શકે છે એ બાબદની ખાતરી કરી તે વિષે કેતાબો લખી છે. આપણા ધર્મે તો મરણ બાદ રવાનની હસ્તી અચુક રિતે સ્વિકારેલી છે. છતાં જેઓને આજની વિદ્યાને આ બાબદમાં ટેકો લેવાને ઇચ્છા હોય તેઓ આ પુસ્તકોમાંથી જોઇતા પુરાવા મેળવી શકશે. પરંતુ મરનારોની સાથે વાત કરવાનું કાર્ય તેમના પ્રગટીકરણમાં હરકત કરનાર છે માટે તેવા વહેવારથી આપણે નિત્ય પરહેજ રહેવું જોઇએ એટલી ચેતવણી અત્રે આપવાની જરૂર છે.

## ગુજરેલાંની મીનોઇ જેહાનમાં થતી ગતી.

એક માણસ જેવું મરણ પામ્યું, એટલે તેના ખાકી શરીર ઉપરથી તે કબજો છોડી દે છે, બાકી બીજી બધી બાબદોમાં તે જેવું અતરે હતું તેવુંજ રહે છે. તેની હલકી કે ઉંચી ઇચ્છાઓ–લાગણીઓ ખાહેશો હવસો, ખુબીઓ કે ખામીઓ જે હતી તે સઘળી જેમની તેમ રહે છે. માયર્સ નામનો નામાંકિત વિદ્વાન અવલોકન તથા અખતરાઓ ઉપરથી પોતાની "Human personality" નામની જાણીતી કેતાબમાં આ સિદ્ધાંતો પુરવાર થયલાં દેખાડે છે કે માણસનો જીવ મરણ પછી હસ્તી ભોગવે છે અને જીવતો હતો ત્યારની યાદદારત તથા ખેંચાણો ચાલુ રાખે છે. કેટલીક વેળા તે મરણ પામ્યું છે એવો ખ્યાલ વતીક તેને આવતો નથી, કારણ કે દરેક ખાકી વસ્તુ યા જાનદાર હસ્તીનું મીનોઇ દુન્યામાં તેવાજ આકારવાલું શરીર હોવાથી આ ખાકી દુન્યામાંજ તે હોય આમ તેને લાગે છે. પણ જ્યારે કાંઈ ખાકી વસ્તુ તે લેવા ઇચ્છે છે, કાંઇ પકડવા

માંગે છે, પણ ખાકી અવયવો નહીં હોવાથી તેમ કરી શકતું નથી ત્યારેજ તેને ભાન થાય છે. પહેલા ત્રણ દિવસ તે ગુજરનાર સ્વપ્નવસ્થ હાલતમાં રહે છે અને ચોથે દિવસે મીનોઈ દુન્યાના નીચલા તબક્કાઓમાં જાગૃત થાય છે. આ દુન્યા ઇચ્છાની દુન્યા કહેવાય છે. ત્યાં તે કેવી હાલત ભોગવશે તેનો બધો આધાર આ દુન્યામાં કીધેલી ઇચ્છાઓ અને લાગણીઓ ઉપર રહે છે. ઇચ્છાઓ જો શુદ્ધ તથા નેક હોય તો ત્યાંનો વખત તે શાંત હાલતમાં પસાર કરે છે. પણ જો તેની ઇચ્છાઓ-લાગણીઓ બહુજ જડ અને મલીન પ્રકારની હોય તો, જ્યાં સુધી તે બધી ખપી જાય ત્યાં સુધી બહુજ ખમવું પડે છે, દાખલા તરીકે ત્યાં એક છાકટા બુરા માણસના બહુ ખરાબ હાલ થાય છે. કારણ કે ઇચ્છાઓ પોતાની દુન્યામાં બહુ બળ-વાન હોવા છતાં ખાકી શરીર વિના તે તેઓને પાર પાડી શકતો નથી. કહે છે કે 'ટેન્ટેલસ' ને ચોકકસ ગુનાહના વાંક માટે એવી રીતે બાંધીને મુકવામાં આવ્યો કે બીલકુલ હીલચાલ કરી શકે નહી. તેને પાણી પીવાની અત્યંત તરસ હતી. જયારે પાણી ધીમે ધીમે ઉંચે ચઢતાં ત્યારે તે બહુજ આતુરતાથી રાહ જોતો કે કયારે ઉપર સુધી આવશે? સેવટે પાણી ધીમે ધીમે ઉંચે ચઢતાં છેક તેના હોઠ નજદીક આવતાં, પણ તે મોઢું ખોલી પીવાની અણી ઉપર આવતો કે તુરત પાણી ઓસરી જતાં અને આ ક્રિયા એક નહીં પણ અનેકવાર નિરંતર ચાલ્યા કરતી. આ હાલથી તેને કેવું દુ:ખ થતું હશે? એવીજ હાલત ઇચ્છાથી ભરપુર શખ્સની મરણ પછી થાય છે. એક બીજો દાખલો લ્યો. ધારો કે એક છાકટ માણસ છે જેને દારૂ પીધા વિના જરાએ ચાલતું નથી. તેવા એકને હાથ પગ સીકડી લઇને ખુરસીપર બેસાડયો હોય, અને તેની સામેજ દારૂ પીવાની દરેક સામગ્રિ હાજર હોય, તો તે વેળાએ તેને કેવી લાગણીઓ થતી હશે તે તેનો જીવજ જાણે. હા—, કેવો જીવ થતો હશે કે હમણા ત્રાપ મારીને પીવા મંડી જાઉં? પણ તેમ તે બાપડો કરી શકતો નથી. તે વેળા તેને કેવી અફડાતફડી થતી હશે, કેટલી નાસીપાસી અને દુ:ખ ઉપજતું હશે તે વર્ણવવા કરતાં વિચારવું વધુ ઠીક થઇ પડશે.

એ મુજબ ઇચ્છાની દુન્યા જે મીનોઇ દુન્યાઓમાં સર્વેથી નીચલી અને ગેતી પછીની પહેલીજ દુન્યા છે, તેમાં ઇચ્છાઓ ખપી જાય ત્યાં સુધી દુ:ખ વેહવું પડે છે. માટેજ, આપણ દરેકને સજાવાર છે કે જીવંતાં જીવત આ દુન્યામાં એવી એવી ઇચ્છા તૃષનાઓને વધારી ન દેતાં, તેઓની સામે લડત ચલાવી, નબળી ઇચ્છાઓને વશ કરી નેક ઇચ્છાઓ ધરાવતાં થવું. આપણે ઉપર જોયું તેમ ફ્રવષિઓએ પોતાની ખુશીથી

આ દુન્યામાં આવી બદી સામે લડત ચલાવીને નેકીની ઉપર ફતેહ મેલવવા દાદાર અહુરમજદ આગલ એકરાર કીધો હતો. માટે આપણુ દરેકે બને એટલી પવિત્ર જીંદગી ગુજારી, આપણી દરેક ખાહેસો અને લાગણીઓને ઉંચ પ્રકારની કરવી કે જેથી મરણુ બાદ ઇચ્છાની દુન્યામાં આપણા રૂહને વધુ વખત થોભવું પડે નહી, તેમજ મિનોઇ વૃદ્ધિમાં એક પગલું વધુ આગલ લેવાય.

એ તબકકો ખલાસ થવા બાદ ગુજરનાર પોતાની નેક કરણી મુજબ બેહશતનું ઉત્તમ સુખ ચાખવા જાય છે. ઇચ્છાની દુન્યામાંથી બેહશતની દુન્યામાં દાખલ થવાનો સમય ઘણોજ આનંદમય હોય છે.

" ન વર્ણવી શકાય તેવી ખુશાલીથી, ન માપી શકાય તેવાં અમર્ગ સુખથી અને અત્યંત શાંત લાગણીથી તે બેહશતની દુન્યામાં જાગૃત થાય છે. દીલખુશ સુંદર અવાજોથી આસપાસની મીઠી હવા તેને વધાવી લે છે. ઝમકદાર સુશોભીત સુંદર રંગો તેની ઉંઘડતી આંખ્યોને આવકાર દીએ છે. તમામ કુદરત તેને રોશની અને ગાયનથી ભરપુર લાગે છે. અરે! તે અથાગ સુખમાં જાગ્રત થવાનું બરાબર બ્યાન કોણુ કરી શકશે! યા બેહશતની પહેલી બામદાદનો રળીયામનો મહીમાં કોણુ ચીતારી શકશે?" બેહેશતની હાલતે પુગવા પછી રવાન પોતાના "હુમત" ના પ્રમાણમાં થોડા યા ઘણા વર્ષો સુધી વર્ણવી ન શકાય એવું સુખ પામે છે અને ત્યાર બાદ વધુ અનુભવ લેવા કાજે ફરી જન્મ લે છે.

ગુજરનારને ઇચ્છાની દુન્યામાં ધાર્મિક ક્રિયાની અગત પડે છે કારણુ કે ભણુતરો વિગેરેની ખુબીથી આ દુન્યા તરફની તેમની વળગણો-વાલાં શરીરને તેઓ વિખરી નાખવામાં મદદ આપે છે, અને બુરી દુજી શક્તિઓને ગુજરેલાંઓથી દુર કરીને ભલી યજદી શકિતઓને તેમની મદદે બોલાવે છે. જેમ એક બલુનને ઉપર ચઢવા આગમજ બાંધી રાખવામાં આવે છે, પણ પછી ઉપર ચઢવા માટે તેજ બાંધેલા ગાંઠો કાપી નાખ-વામાં આવે છે, તેજ પ્રમાણે ગુજરનારની અનેક દુન્યવી ઇચ્છાઓ તેને આ દુન્યા તરફ ખેંચેલો રાખે છે, પણ ક્રિયાકામની અસરથી આ ગાંઠ-રૂપી ઇચ્છારૂપી શરીર ધીમે ધીમે કપાઇ જાય છે. પરન્તુ એવું પરીણામ લાવવા માટે આપણી ક્રિયાઓ ખાસ પવિત્રાઇથી અને ભણુતરો ખરાં દિલની દાઝથી થવાં જોઇએ. એ ક્રિયાઓમાં સફાઇ, માથ્રવાણી તથા એક ચીત્તની બંદગી અગતનો ભાગ બજાવે છે એ ભુલવું જોઇએ નહીં. વળી તે ક્રિયાઓ બીજાઓ પાસ કરાવી તેના પૈસા આપવાથીજ એ ફરજ કાંઇ પુરી થતી નથી. જેવી દીલસોજ લાગણી આપણે આપણાં વ્હાલાંઓ

તરફ ધરાવીયે તેવી ત્રાહિત પુરૂષ ધરાવી શકે નહી. માટે ભણતર કરાવીયે તે વેળા આપણી હાજરી ત્યાં જરૂર હોવી જોઇએ, અને ખરાં અંતઃકરણના જોશના ઉભરાથી દુવા ચાહવી જોઇએ કે આ દુન્યા તરફનું મરનારનું ખેંચાણુ બંધ થાય અને તેમનું મુકામ ગરોથમાન બહેશ્તમાં થાવે!

આપણ ગુજરનાર માટે કાંઇબી બોલવું હોય ત્યારે તેનું નામ નહી લેતાં બહેશ્તી એવો બોલ વાપર્યે છીએ, તેના ઉંડાણમાં પણ સારી સમજ સમાયલી છે. એ શબ્દ અમથોજ બોલાવો જોઇએ નહી, પણ તે ઉચ્ચારતાં હર હમેશ એવો ખ્યાલ કરવો કે તે બહેસ્તનું સુખ વહેલું પામો; તેમજ તેની નેયતે અનેક સખાવતના કામો કરીયે છીયે તે વેળાએ પણ એવો ખ્યાલ રાખવો જોઇએ કે એ કામનું ફળ યાને તે કામથી બીજાંને મળતાં સુખનું પુણ્ય તેને પહોંચો, એ ભલાઇનો બદલો તેમને મીનોઇમાં આગળ વધવામાં મદદ કરો.

જો ગુજરનાર શખ્સે પોતાની જીંદગી ઘણીજ ખરાબ રીતે ગુજારી હોય, અને જો તે પુર હવસો તથા જુસ્સાઓ તથા બીજી એવી ખરાબ લાગણીઓ સાથ મરણ પામ્યો હોય, તો તેનું ભાન, જે ખાકી શરીર છોડી ગયા પછી એક જાતની શાંત મીઠી સ્વપ્ના જેવી બેભાન હાલતમાં હોય છે, તે થોડોક વખત વીત્યા બાદ મીનોઇ દુનિયાંના સર્વથી નીચલા તબક્કા ઉપર જાગૃત થઇને ત્યાં ઘણાજ બદસુરત તથા ડરામણા દેખાવો પોતાની આસપાસ જુવે છે, જે હાલતને આપણે દોઝખની ઉપમાં આપીયે છીયે. એ બુરા ડરામણા આકારો તે દુન્યામાં વાસો કરતી દુજી શકતીઓના હોય છે કે જે માણસોના બુરા વિચારથી ઉત્પન્ન થાય છે. વળી તે ગુજરનારની પોતાની બુરી કરણીથી પેદા થયલી પણ હોય છે, જેના રૂપને ધર્મશાસ્ત્રમાં "કેરદાર" કહે છે.*

વળી "અરદાએ વીરાફ નામા" માં જે જીહાંગાર (નુકસાનકારક) અઝદાહ તથા બીજાં ફાડી ખાનારાં જનાવરો દોઝખમાં હોય છે એવું લખાણ આપણને મલે છે, તે માત્ર એ નીચલા તબક્કા ઉપર જણાતા ડરામણા આકારો છે.

પણ જે શખ્સે પોતાની જીંદગી સામાન્ય રીતે લેતાં નેકીથી ગુજારી હોય, તે એથી ઉંચા પ્રકારના ભાનની હાલત જેને હમેસ્તગાન

---

* જુઓ હાદોખ્ત નુસ્ક, ફર્ગરદ ૨ જી, ફ. ૨૭-૩૨. આ બાબદના અવસ્તા જળવાઇ રહ્યા નથી એમ જણાવવામાં આવે છે; પણ એરવદ કા. એ. કાંગા જણાવે છે કે 'એને ઘણું ખરૂં મળતું બ્યાન પેહેલવી વીરાફ નામાનાં ૧૭ મા બાબમાં આવેલું છે."

કહેવામાં આવે છે, તેમાં જાગૃત થાય છે. ત્યાં બદસુરત તથા ડરામણા આકારો તેની નજરે પડતા નથી, પણ મધ્યમ સારા દેખાવો તે પોતાની આસપાસ જુવે છે, જે પણ તેના પોતાનાજ વિચારો, લાગણીઓ તથા વલણોથી ઉત્પન્ન થયલા હોય છે.

એજ પ્રમાણે જેણે પોતાની જીંદગી ઘણીજ અશોઇથી તથા પરમાર્થી ભલાં કામોમાં ગુજારેલી હોય છે. તે એથી વધારે ઉંચ તથા બુલંદ અતી સુખની હાલત, જેને આપણે બેહેસ્ત કહીયે છીયે, તેમાં જાગૃત થાય છે, કે જયાં પણ ઘણું ચઢતા ઉતરતા દરજ્જા હોય છે, જેને સતર પાયા, માહા પાયા, ખુરશેદ પાયા અને ગરોથમાન નામોથી ઓળખવામાં આવે છે.† ત્યાં દરેક ગુજરનાર પોતાની જીંદગી દરમ્યાન કીધેલાં સખાવતનાં તથા પરમાર્થનાં કામોના પ્રમાણમાં આનંદ પામે છે, તથા પરમાર્થી ગુણોને વધુ દરજ્જામાં ખીલવે છે.

બેકન કહે છે તેમ "એક કીર્તીવંત કામ કરતાં મરવું તે લડાઇની ઝુમબેશમાં મરવા બરોબર બહાદુર મોત છે." સોક્રેટીસે જ્યારે તેને મારી નાંખવામાં આવ્યો ત્યારે મરતી વેળા એ બોલ્યા હતા કે "પ્રમાણીક જીંદગી ગુજારી ગયેલો માણસ એક જાતની આ દુન્યાની બીમારીથી છુટો થાએ છે. ભલાં માણસના નેક વિચારોથી પેદા થયલા આકારોનું ખુબસુરત સ્વરૂપ જેને તેની નેક કેરદાર કહેવાય છે તેનું બ્યાન હાદોખ્ત નુસ્કમાં નીચે પ્રમાણે આપવામાં આવ્યું છે.

**આઅત હીમ્ અઓખ્ત પેરેસો યો નર્શ અષઓનો ઉર્વ, ચિશ્ચ ચરાઇતિશ અહિ, યાંમ ઇતૂ યવ ચરાઇતિનામ્ કેહર્પ સ્રએશતાંમ દાદરેસ.**

**આઅત હે પઇતિ-અઓખ્ત યા હવ દએન; અજેમ્ બાતે અહ્નિ યુમ હુમનો હુવચો હુષ્યોથન હુદએન. યા હવ દએન ખએપઇથે તન્વો; ચિશ્ચ થ્વાંમ્ ચકન અવ મસયમ્ વંઘહનચ સ્રયનચ, હુબઓઇધિતચ વેરેથ્રજંસ્તચ પઇતિદ્વએષયન્તચ યથ યત મે સધયહિ.**

"ત્યારે તે રાસ્ત માણસનાં રવાને (કન્યારૂપી કેરદારને) પુછ્યું કે, (તું) કોણ કુમારી છે જેને (મેં) (સઘળી) કુમારીઓમાં શરીરે તારા જેવી ઘણીજ શોભિતી કદાપી જે દીઠી (છે)."

"ત્યારે (તે રાસ્ત માણસની) પોતાની કેરદારે (તે રવાનને) જવાબ આપ્યો કે, અએ નેક મનશ્નીવાળા, નેક ગવશ્નીવાળા, નેક કુનશ્નીવાળા (તથા) નેક નેયતવાળા જવાન! હું ખરેખર તારી પોતાની કેરદાર છું; જેમ (તું)

---

† જુઓ હાદોખ્ત નુસ્ક, ફર્ગરદ ૨ જી, ફ. ૧૫, રચના વસ્ત.

મને દેખાય છે (તેમ), (ત્હારી) તે મ્હોટાઇને લીધે, ભલાઇને લીધે, શોભા (દયાને ખુબીવંતા ગુણો) ને લીધે (નેક કામોનાં) પમરાટને લીધે (બદી ઉપર મેળવેલી) ફતેહને લીધે તથા દ્વેષરહિતપણાને લીધે દરેક જને તને પ્યારો ગણ્યો."

—[હાદોખ્ત નુસ્ક, પર્ગરદ ૨ જી, ફ. ૧૦–૧૧. એરવદ કા. એ. કાંગાનો તરજુમો.]

આ ઉપરથી ત્યારે આપણને માલમ પડે છે કે દોજખ, હમેસ્તગાન તથા બેહેસ્ત વગેરે બાબદો વિષે ધર્મમાં જે કહ્યું છે તે કેટલેક દરજ્જે ગુજરનારના પોતાના ભાનની હાલતો છે. તે હાલતો તેણે પોતે જીંદગી દરમ્યાન કીધેલા વિચાર, ઇચ્છાઓ, જુસ્સાઓ, લાગણીઓ તથા બીજાં સ્વાર્થી યા પરમાર્થી કામોના પ્રમાણમાં તેને સુખ દુઃખ આપીને તેની વૃદ્ધિ કરવાના કામમાં મદદ આપે છે.

## ખાકીમાં જન્મ તે મીનોઇમાં મરણ, ખાકીમાં મરણ તે મીનોઇમાં જન્મ.

આ રીતે તપાસતાં ત્યારે આપણને માલમ પડે છે કે મરણ પછીની હાલત, આ ખાકી જીંદગી દરમ્યાન જુદાં જુદાં શરીરો મારફતે લીધેલો અનુભવ રૂપી ખોરાક પાચન કરી, તે મધેથી આપણા ફ્રોહરની ગુપ્ત રહેલી શકિતઓ ખીલવવાની એક જરૂરી ક્રિયા છે. તેટલા માટે **જન્મ પામવાનો બનાવ જેટલો અગત્યનો લાગે છે, તેટલોજ અગત્યનો બનાવ મરણ પામવાનો આપણે જોઇ શકયાં છીયે.** આપણે આપણી શકિત ખીલવવાને આ દુનિયાંમાં જન્મ પામવું તે મીનોઇ દુનિયાંમાં મરણ પામવા બરાબર છે, તેમજ **આ દુનિયાંમાં મરણ પામવું તે મીનોઇ દુનિયાંમાં જન્મવા જેવું છે.**

એ પ્રમાણે જન્મ–મરણનો અરસપરસ સંબંધ ચાલતો હોવાથી રવાન સંપુર્ણતા પ્રાપ્ત કરી પોતે ઓખત્ગી યાને મુકિત મેલવવાને લાયક થાય છે, તેટલા માટે મરણનો બનાવ પણ જન્મ પામવા જેટલોજ, આવકારદાયક લેખવો જોઇયે.

આ ઉપરથી ત્યારે આપણને સ્પષ્ટ માલમ પડે છે કે, દરેક માણસ પોતાની ઇચ્છા તથા વિચારરૂપી કરણી મુજબ, પોતાનું બેહેસ્ત, હમેસ્તગાન યા દોઝખની હાલત ઉત્પન્ન કરે છે, જે તે મધેથી તે દુઃખ તથા સુખનો ઘણોક બોધ લઇને પોતાના રવાનની વૃદ્ધિ કરવા માટેની જોઇતી લાયકાતો મેળવતો જાય છે, તેટલા માટે એ હીંગામ ઉપર આપણ દરેક જણે આપણા ગુજરનાર વહાલાં તરફ એવી રીતે વર્તવું જોઇએ કે જેથી કરી તેના બેહેસ્તને લગતો માર્ગ મોકળો થાય યાને તેને બેહેસ્તનું અનંત

સુખ મલવામાં મદદ પોહોંચાડી શકાય. આપણા મોબેદ સાહેબો આફ્રિન્ગાનને છેડે જે દુવા ગુજારે છે તે બરહક છે. "રવાને ગરોથ્માની બાદ" આમ ત્રણ વેળા ભણી તેઓ રવાન જલ્દી ગરોથ્માનનું સુખ પામે એવી નેક દુવા ગુજારે છે, જે દુવા ગુજરનારનાં સગાં મિત્રોએ પણ ખરાં દીલથી ગુજારવી જોઇએ છે.

## ગુજરેલાંઓને કેમ મદદ કરી શકાય.

અત્રે આપણને એક નીયમ યાદ રાખવાની જરૂર છે કે વિચારથી આપણે માત્ર આપણી ઉપરજ અસર કરતાં નથી, પણ આપણી આસપાસના સઘલાં જીવતાંઓ તેમજ વિચારની દુનિયાંમાં કાર્ય કરતી ઘણીક અણદીઠ હસ્તીઓ, જેમાં વળી ગુજરનારના રવાનો પણ છે, તેઓ ઉપર પણ અસર પોંહોચાડીયે છીયે; કારણ કે આપણે ઉપર જોઇ ગયા તેમ, માણસ આ જીંદગી દરમ્યાન, મીનોઇ દુનિયાંમાં પણ સૂક્ષ્મ શરીરો વડે ચોકસ જાતની અસરો કરે છે, જે દુનિયાંઓ પણ સૂક્ષ્મ પદાર્થની બનેલી હોવાથી અાંજ વ્યાપી રહેલી છે. તે ઉપરથી વિચારવું સેહેલ પડે છે કે આપણે આપણા વિચારો લાગણીઓ વગેરેથી અણદીઠ મીનોઇ દુનિયાંની હસ્તીઓને પણ અસર કરી શકીયે છીયે. તેટલા માટે કેટલીક વેહેવારૂ અદના સુચનાઓ દરેક વાંચનાર માટે અત્રે રજુ કરીયે છીયે કે જેથી મોત વખતે ગીરફતારીમાં તથા આફતમાં આવેલાં ભાઇબંધોને **તેઓનાં દુ:ખમાં શાંતી તથા રાહત મલે,** તથા પુરતી ધીરજ તથા સબુરી સાથે પોતાના વાહલાં ગુજરનાર તરફની છેલ્લી પવિત્ર ફરજ અદા કરવાને તેઓ શકિતમાન થાય.

૧. આપણે ઉપર જોઈ ગયા તેમ મરનારના બીછાના આગલ હાજર રહેનાર દરેક જણે શાંતી તથા ચુપકીદી અખત્યાર કરવી સજાવાર છે. આપણી લાગણી ગમે એવી ઉશ્કેરાયલી હોય, આપણને ગમે એવું દુ:ખ થતું હોય, તે છતાં પણ આપણા કરતાં **આપણાં ગુજરનાર વાહાંલાંનું હીત હૈયે ધરીને,** તે વખતે ખામોશી પકડવી જોઇએ. આપણી માહેતમ તથા કલાપીટથી આપણાં વહાલાં ગુજરનારને તેની કીમતિ છેલ્લી ઘડીએ જે બોધ તે મેલવે છે તેમાં ખલલ નાખી તેને દુખી અને ભારે નુકસાન કરીશું, એ વાત ધ્યાનમાં રાખી તેની તરફ મોહોબતથી વર્તવું જોઇયે. એ વખત તેની તરફ શાંતીના તથા બીજા ભલા વીચારો મોકલવા જોઇએ, અને બંદગીના પવિત્ર કલામો શાંત મન રાખીને પઢવા જોઇએ, કે જેથી તે જગ્યાની વાતાવરણમાં ઘણી શાંતી તથા ચુપકીદી પંથરાય અને ગુજરનારને તેની જીંદગીના ઇન્તેખાબ

લેવામાં ખલલ પડે નહી અને તેની છેવટની ઘડી અષોમાં અષો અહુરમજદની યાદમાં પસાર થાય.

૨. કુટુંબના વડાની પવિત્ર ફરજ છે કે તેણે પોતે હિમ્મત ધરીને પોતાના ફરજંદો તથા બીજાં બેશીઓને ધીરજ તથા હિમ્મત આપીને સબુરી અખત્યાર કરવા બોધ દેવો, તથા પોતાનાં ગમમાં ગંભીરપણું, મધ્યમપણું, તથા મોટું મન રાખીને તે વખતના ઘડીભરનાં દુઃખનો ફટકો ખમવાને સઘળાંઓને પોતાના દાખલાથી ધડો આપવો.

૩. જ્યાં સુધી ગુજરનાર અવલમંજલ પોહોંચે નહીં, ત્યાં સુધી **ધર્મમાં ફરમાવેલી** ઘટતી ક્રિયા કરાવવી, તેમજ સગાંવહાલાં તથા બેશ કુટુંબીઓ તથા દોસ્ત આશનાવોએ ગુજનારને માટે બંદગી કરવી.

૪. ધર્મમાં ફરમાવેલી ચહારમની બામદાદ સુધીની તમામ ક્રિયાઓ, તેમજ તે પછીની બીજી સઘળી ઘટતી ક્રિયાઓ, મીઠાઇ મેવાના ખુમચાઓ સાથે લખલટપણે નહીં પણ ઘટતાં ભણતરો સાથે, ઘટતી સફાઇ તથા સુઘડાઇ સાથે, અશોઇના તરીકા પ્રમાણે જરૂર કરાવવી, તથા દરેક ક્રિયા વખતે બેશીઓએ સામેલ થઇ તે વખતે પોતાના વહાલાં ગુજરનારની પવિત્ર યાદ પોતાના મનમાં કરી તેઓ માટે ઘટતી દુવા ગુજારવી; કારણ કે વહાલાંઓની ખરાં જીગરની બંદગી ગુજરનારને ઘણી રાહત આપે છે. ગુજરવા માટેની જરૂરી ક્રિયાઓ વિષે હવે પછી ખુલાસો કરવામાં આવ્યો છે. અત્રે ફકત એક ખાસ ચેતવણી આપવાની જરૂર જણાય છે કે મીઠાઇ મેવાના મિષ્ટાનો માત્ર દેખાદેખીથી વહેંચવામાં આવે છે. આપણા અષોઇના પવિત્ર ધર્મની સાથે એવા ખોટા અને ઘણી વેળાએ કરજમાં ડુબાડનાર ખર્ચોને જરા પણ સંબંધ નથી. એવી રીશ્યારીથી આપણી બુલંદ ધર્મક્રિયાઓને ખોટી રીતે વગોવનારાઓને બહાનું મળે છે. માટે દરેક જરથોસ્તિ નર નારીની ગંભીર ફરજ એ છે પવિત્ર માથ્રવાણીના ભણતરો અને જરૂરી ક્રિયાઓ જેમની સમજ અત્રે આપી છે, તે બહુજ ભક્તિ હેત અને ખંતથી ભણાવીને ધર્મને માઠું લગાડનાર મિષ્ટાનોના ખોટા ખર્ચો સદંતર બંધ કરી દેવા.

૫. ગુજરનારને માટે **હરગેજ શોક તથા વિલાપ કરવો નહીં,** પણ તેને માટે ભલા વિચારો કરી તેને મદદ પોંહોચાડવી. એટલા માટે જો બને તો દરરોજ થોડી મીનીટ આપણા વહાલાં ગુજરનાર આપણી પાસેજ છે, એવો ખ્યાલ કરીને તેને માટે ખરાં જીગરથી તથા પુર ભક્તિભાવથી જોશભેર એવી ભલી દુવા ગુજારવી, કે તેનું પવિત્ર રૂહ જ્યાંબી હોય ત્યાં હમેશાં ખુશાલ રહે, તથા તેની આસપાસ સદા **શાંતી** તથા સુખ પંથરાયલાં

રહે, તથા તેનો માર્ગ પ્રકાશિત બેહેસ્તના ઉંચા તબકકા ભણી આગલ ને આગલ કપાતો જાય, તથા તેનું આ દુનિયાં ભણી કાંઇ પણ ખેંચાણુ હોય તે તુટી જાય, અને તેની બાકી દુનિયાંની સઘલી વલાણો ફેરવાઇ જઇને બેહેસ્તનું ઉત્તમ સુખ પામવાને, તે પોતે મીનોઇ જેહાંનમાં આગલ ને આગલ વધે. એ પ્રમાણે ખરા ભકિતભાવથી, જોશભર લાગણીઓ સાથ જે વિચાર આપણે કરીશું, તેનાથી એક ઘણોજ મજબુત વિચાર-આકાર ઉભો થશે અને આપણાં વહાલાંને તે આકાર એક આનંદ આપતો મદદગાર થઇ પડશે, અને તેથી ભલી તથા શાંત ધ્વનીઓથી તેની આસપાસ ખુશાલી પંથરાશે, કે જેથી આપણું વહાલું આનંદમય થવા ઉપરાંત મીનોઈ દુનિયાંમાંથી આશીશનો વલતો પ્રવાહ આપણી ભણી મોકલશે, કે જેની અણદીઠ અસર, આપણા મન ઉપર થશે. આપણાં વહાલાંને ખોહવાથી જે દુ:ખ ઉત્પન્ન થયું છે તેની અસરને તોડી નાંખશે, આપણામાં શાંતી તથા ધીરજ આવતી જશે અને આપણે જાણે આપણાં વહાલાંને ખોહ્યું નથી, પણ તે હાંજ આપણી આગલ હોય, તેમ આપણને પણ સુખ તથા શાંતી મલતી જશે. એ પ્રમાણે વળતી અણદીઠ મદદ આપણને પણ મલતી જશે. તેટલા માટે આપણ જીવતાંઓની ફરજ છે કે, આપણાં વહાલાં ગુજર પામેલાંઓને, એ પ્રમાણે યાદ કરીને તેઓને આપણાથી બને તેટલી મદદ પુગાડીને આપણી તેઓ તરફની એક ફરજ અદા કરવાની કીમતી તક હાથ ધરવી. એથી આપણા વહાલાંઓને તેમજ આપણને બંનેને ફાયદો થાય છે અને મોતનો કારી જખમ સેહેજમાં રૂજાય છે.

૬. જો આપણે ખરેખર આપણા વહાલાંઓને આ દુનિયાંના ખેંચાણુથી વેગળાં રાખવા માંગતા હોઇયે તથા તેમનું ભાન બેહેસ્તના ઉંચા તબકકા ભણી જઇ તેનું ઉત્તમ સુખ ચાખે એવી ખાહેશ રાખતાં હોઇયે—અને ખરેખર તો તેમજ થવું જોઇયે—તો માહેતમ તથા જારી કરવાને બદલે શાંતપણે આપણી દુવા તેમની તરફ મોકલવી. તેઓની નઇયતે આપણે જે ખોરાક અર્પણ કરીયે છીયે, તે હમેશાં ઘણો સાદો, સ્વચ્છ તથા સુતરો હોવો જોઇયે, અને તે મધે માંસ તથા દારૂ વગેરે દરૂજી શકિતઓને ખેંચનારી તથા વિશઇઓને ખુશ કરનારી અપવિત્ર ચીજો મુકવી ન જોઇયે.

૭. આપણાં વહાલાં ગુજરનારનું કોઇ નજદીકનું ખેશી યા ફરજંદ આફતમાં યા મુસીબતમાં આવી ગયું હોય તથા લાચારી યા મુફલેસીમાં ગીરફતાર થયું હોય, તો આપણી હંમેશની ફરજ મુજબ, તેમજ આપણા

વહાલાં ગુજરનારની ખુશ્નુદીને માટે, આપણાથી બને તેટલી ઘટતી મદદ કરવા કદી પણ પછાત રહેવું નહીં. પણ દીલોજાનથી એ મુશ્કેલી ટાળવાને માટે, બને તો ઘણો નહીં તો થોડો પણ જાતી-ભોગ આપી, તેની મુશ્કેલી ટાળવાની પવિત્ર ફરજ જરૂર બજાવવી જોઇયે. તેના બદલામાં જે ભલી દુવાઓ તથા આશીશોના વળતા પ્રવાહો તે લાચાર તરફથી મલશે, તેનાથી ઉપજતો આનંદ ખરેજ ઉત્તમ સુખ આપ્યા વીના રહેશે નહીં. તેટલા માટે આ પ્રમાણેની મુશ્કેલીની હાલત જે ઘણાં કુટુંબોમાં મરણથી આવી પડે છે, તેનું નીવારણ કરવાને તે કુટુંબના દરેક શકિત-વાળા ભાઇબંધો પોતાની પવિત્ર ફરજ અદા કરવાને સેહેજ પણ ઢીલ કરવી ન જોઇયે, પણ તેને બને તેમ જલદીથી અમલમાં મેલી, સઘલે સુખ તથા શાંતી પાંથરવી જોઇયે, તેમ કરતાં તે પોતાના પવિત્ર ધર્મમાં કહેલાં ઉત્તમમાં ઉત્તમ શીક્ષણ—**ઉશ્તા અહ્માઇ યહ્માઇ ઉશ્તા કહ્માઇ ચીત્**, યાને સુખ તેને જેનાથી સુખ કોઇનેબી, પ્રમાણે ચાલેલો કહેવાશે—અને ત્યારેજ તેને ખરૂં સુખ પ્રાપ્ત થશે તથા ખરો આનંદ ચાખવાને તે નસીબવંત થશે.

આ પ્રમાણેની થોડીક અદના સુચનાઓ દરેક વાંચનાર માટે હ્યાં રજુ કરવાની જે ખાસ નેમ છે તે એજ, કે મોત વિષે થોડુંક ખરૂં જ્ઞાન આપણા ભાઇબંધોમાં ફેલાય, કે જેથી અજ્ઞાન મનની ઘણીક ગેર-સમજુતીઓ દુર થાય અને ખરે માર્ગે ચાલવાને દરેકને બની આવે, તથા તેની આફત તથા મુશ્કેલીમાં આ અદના લખાણથી કાંઇક ધીરજ તથા શાંતી મલે.

## ન્યાગાનો તરફની ફરજ.

માનવિની અનેક ફરજોમાં, પોતાના ન્યાગાનો તરફની ફરજ અગતનો ભાગ ભજવે છે. હરેક માણસ એક તરફથી પોતાના વડવાઓ તથા બીજી તરફથી પોતાની ઔલાદ સાથે જોડાયલો છે. પોતાની આગળ જનારા ન્યાગાનો તથા પોતાની પાછળ આવનારી ઔલાદ વચ્ચેની જગ્યા તે પોતે રોકે છે. અને તેણે સમજવું જોઇએ કે પાયરી દર પાયરી ઉતરી આવતી ઔલાદની સાંકળમાં, તે પોતે એક કડી છે. અને તેની ફરજ છે કે પોતાના ન્યાગાનો તરફથી જે જે તેને મળ્યું છે, તેનું કરજ પોતાની ઔલાદ તરફ અદા કરવું. દરેક શખ્સના ન્યાગાનો હુકમ કરી ગયા છે કે 'હમો તરફથી તને જેબી મળ્યું હોય તે હમારી વતી તારી ઔલાદને આપી, હમારી તરફનું તારૂં કરજ ભરપાઇ કરી આપજે.' કોઇ પણ શખ્સે ત્યારે જો પોતાના ન્યાગાનો તરફનું કરજ અદા કરવાની પોતાની ફરજ બજાવવી

હોય તો તેઓ તરફથી તેને શું શું મળ્યુ છે તે ઉપર તેણે નજર ફેંકવી જોઇએ. માનવિને પોતાનું શરીર તેના ન્યાગાનો તરફથી મળ્યું છે, કે, જેમણે તેને જન્મ આપ્યો છે, અને એ ફરજ અદા કરવા તેણે પરણેલી જીંદગી ગુજારી, પોતાની પછી આવનારા જીવોને વાસો કરવાને સારૂં, શરીર પુરૂં પાડી આપવું જોઇએ.

આ પ્રમાણે જોતાં લગ્નના પવિત્ર ગાંઠમાં જોડાવાની તથા કુટુંબની વૃદ્ધિ કરવાની માનવિની એક ખાસ ફરજ થઇ પડે છે. આપણા માબાપોએ તથા બીજા વડવાઓએ આપણને ઉછેરવા તથા કેળવવાને તન મન અને ધનનો ભોગ આપ્યો હતો. અને તે કરજ ભરપાઇ કરવા સારૂં, આપણે આપણા બચ્ચાંઓને ઉછેરવા તથા કેળવવાને મહેનત તથા ખરચ કરી, આપણી ફરજ બજાવવી જોઇએ. ખાસ કરી જેઓ પવિત્ર જીંદગી ગુજારતા હોય તેમને સજાવાર છે, કે લગનના પવિત્ર ગાંઠથી જોડાઇ, નવા મીનોઇમાંથી ઉતરી આવતા સારા જીવોને, લાયક શરીરો પુરાં પાડવાનું સાધન થઇ પડવું. અહીં પરણવાનો બુલંદ ભેદ આપણી આગલ જાહેર થાય છે. અને પારસી કોમે જો પોતાના બાપદાદાઓ તરફની ફરજ પાળવી હોય, તો તેમણે હાલમાં જે કુંવારાપણું વધી ગયું છે, તે દુર કરવું ઘટારત છે. અને પરણવાનો જે ડર લાગે છે તે ડરને પેદા કરનારા મોજીલા ખોટા ખરચોથી દુર રહેવું, કે જેથી પરણેલી જીંદગી ભારી અને બોજાસમાન થઇ પડે નહીં. માટે જેમ બને તેમ સાદી, સુતરી, કરકસરવારી જીંદગી ગુજારવી કે જેથી પરણેલી જીંદગીનો બોજો કમી થાય અને તે આવકારદાયક થઇ પડી, પહેડી દર પહેડી જન્મ લેતાં જીવોનો અટકાવ નહીં થતાં ચાલુ વંશપરંપરા કાયમ રહે.

બીજી એક મોટી ભેટ જે આપણને આપણા ન્યાગાનો તરફથી મળી છે, તે વિદ્યાની છે. આપણી આગળ જે પહેડીઓ થઇ ગઇ છે, તેવોએ ઘણાક વરસ સુધી અવલોકન કરી, અભ્યાસ કરી, મનન કરી અનેક જાતની અથાગ મહેનતો કરી, સૃષ્ટીના કાયદાઓ વિષે જે જ્ઞાન સંપાદન કર્યું હતું, તે અમુલ્ય વારસો હાલ આપણને મુફત મળ્યો છે. અને એ સંબંધમાં આપણી દરેક જણની ફરજ છે કે એ કીમતી વારસાનો ઘટતો ઉપયોગ કરવો. આપણે આ મુફત મળેલી વિદ્યાનો અભ્યાસ કરવો જોઇએ એટલુંજ નહી, પણ મહેનત કરીને તે વિદ્યાને ફેલાવવી જોઇએ અને બની શકે તો તે વિદ્યામાં આપણે પોતાનો અદના હીસ્સો આપવાની તજવીજ કરવી જોઇએ, કે જેથી આપણી પછી આવનારી

ઓલાદને આપણને મળેલા વિદ્યારૂપી વારસામાં કાંઇક વધારો કરી આપી જઇએ.

વિદ્યા અભ્યાસ તથા શોધ આપણા ન્યાગાનો તરફની ફરજોમાંની એક અતિ અગતની ફરજ છે. કારણ કે વિદ્યા તથા જ્ઞાનની ઉપર માણસના રવાનની વૃદ્ધિ તથા સુખનો મોટો આધાર રહેલો છે. આપણા ન્યાગાનોના સદગુણો તેમણે કરેલાં ઉત્તમ કાર્યો વિગેરેની યાદ આપણને તેવા સદગુણો સંપાદન કરવા તથા તેવાંજ કાર્યો કરવાને ઉત્તમ દાખલો પુરો પાડી ઉલટ આપી છે. અને તેથી તેમની યાદ સાથ તેમના ઉંચ પ્રકારના સદગુણો તથા તેમણે કરેલાં નેક કાર્યોનું સ્મરણ કરવાની આપણી ફરજ છે.

ન્યાગાનો તરફની ફરજો બરાબર બજાવવાની તથા તે અંતઃકરણથી પાળવાનો પ્રયત્ન કરવાથી આ રીતે જોતાં દરેક માનવિને અનેક પ્રકારના ફાયદાઓ થયા વિના રહેશે નહી.

જેઓ પોતાની ફરજ બજાવે છે તેઓ ફરજોમાં રોકાયલા રહીને, નિયમિત પાક જીંદગી ભોગવી શકે છે. આળસાઇ આવે ત્યારે 'એ મારી ફરજ છે' એમ ખ્યાલ કરીને તેને દુર કરીને દરેક નબલાઇને તેઓ જીતી શકશે, આવી રીતે આખી જીંદગીમાં જે માણસ ફરજનોજ હેતુ ધ્યાનમાં રાખી તે મુજબ ચાલે છે, તેને માટે જ્યારે હંમેશગીના મિનારા ઉપર આ ફાની જીહાંનમાંથી કુચ કરી જવાના સમયનો ઘંટ વાગે છે, ત્યારે અશો ફરેશ્તાઓના માયાલુ હાથો મોતને પેલે કિનારે આવકાર દેવાને તૈયાર રહે છે કે, "બેટા તું ભલે આવ: તારૂં કાર્ય ખલાસ થયું છે, તેં તારી ફરજ ખુબીથી બજાવી છે, તારી આસાયશ ભોગવ!



## જરથોશતી ગુજર પામેલાંઓ માટે જરૂરી મરણ ક્રિયાઓ.

આપણાં ગુજરેલાંઓની પાછળ કઇ અને કેટલી ધરમ-ક્રિયાઓ કરાવવાની જરૂર છે અને તે જરૂરી ક્રિયાઓમાં કઇ અને કેટલી ચીજો વાપરવાની ખાસ અગત્ય છે તે વિષે અનેકવાર આપણી કોમમાં પુછપરછ થયા કરે છે. દરેક જરથોશ્તી-તવંગર, મધ્યમ વર્ગના યા ગરીબ-પોતાના ગુજર પામેલાં વાહાલાંઓને માટે આપણાં પાક મઝહબે

ફરમાવેલી ક્રિયાઓ કરાવવાને આતુર હોય છે એ વાત સર્વે કોઇને જાણીતી છે; પરંતુ જે ક્રિયાઓ ખાસ જરૂરની છે તે ઉપરાંત બીજી ઘણી ક્રિયાઓ હાલમાં થતી રહે છે, અને જરૂરી ક્રિયાઓમાં પણ મિઠાઇ વગેરેની ખરચાલુ ચીજો વાપરવાનો રેવાજ પડી ગયો છે, તેથી ક્રિયાઓના ખરચો વધી પડયા છે અને ગુજરેલાંઓની પાછળની ધરમ-ક્રિયાઓનો બોજો-ગરીબોને તો શું પણ મધ્યમ વર્ગનાઓ માટે પણ-ભારી પડવા લાગ્યો છે. પેહલા ચાર દહાડાનો ખરચ રૂ. ૪૦૦) સુધી થવા જાય અને આખાં વરસનો ખરચ ૧,૫૦૦ રૂપીયાની નજદીકમાં જાય તો તે બીના ખરેજ હેબતાવનારી છે. આવા સંજોગોમાં બે પરિણામો આવવાનો ભય છેઃ—એક તો આ કે વધેલા ખરચોને લીધે, પોતાની ઘણી મરજી છતાં, જરૂરી ક્રિયાઓ પણ છોડી દેવાની ફરજ પડે, અને એમ થવે રફતે રફતે તે ક્રિયાઓ ઉપરની આસ્થા ઓછી થાય; અને બીજું આ કે ગુજરેલાંઓ તરફની ફરજ બજાવવાના નેક હેતુથી અને તે ફરજ બજાવવા માટે કાંઇપણ ભોગ આપવાની લાગણીને લીધે ગુંજાસ ઉપરાંત ખરચ કરવો પડે અને જીવતાંઓને માથે કરજના બોજા ચઢી જાય. શુકર ખોદાના! કે ધરમ-ક્રિયાઓ ઉપરની જરથોસ્તી-ઓની આસ્થા એવી મજબુત છે અને ગુજરેલાંઓ તરફની ફરજ ધરમ-ક્રિયાઓ મારફતે બજાવવાનો ખ્યાલ જરથોસ્તીઓના જીગરોમાં એવો તો મક્કમપણે જડ ઘાલી બેઠેલો છે કે કાંઇબી કરી, પૈસા સંબંધી અગવડો વેઠી, કરજ વટીક કરીને, ગુજરેલાંઓ પાછળની ક્રિયા કરાવવામાં આવે છે; એટલે જરૂરી ક્રિયાઓ પણ બંધ થાય અને તે ઉપરની આસ્થા ઉડી જાય એવી કમનસીબી બનવા જોગ નથી. એવી હાલત ઉપર આપણે આવી પડયે તેના કરતાં જીવતાંઓ પોતાના ધરમ તરફની ફીદાગીરીને ખાતર તથા ગુજરેલાંઓ તરફના ચાહને ખાતર કરજનો બોજો પણ ખમી જાતી ભોગ આપી તે ક્રિયાઓ કરાવતાં રહે એ વાત જો કે બેહતર છે, છતાં ધાર્મિક ફરજને ખાતર કરજના બોજામાં ઉતરવું એ પણ કોમને નુકસાનકારક અને ધરમની નજરે જોતાં પણ ઇચ્છવાજોગ નથી એ બીના ધ્યાનમાં રાખવી જોઇએ છે. આપણાં અસલી ઇરાની વચનોમાં એક વચન આ છે કે "ચારેહ તોખસાઇ, અચારેહ ખુરસંદી" એટલે "બને તેટલી કોશેશ કરવી, પણ નાચારી હોય તો સંતોશ પકડવો." કરજ કરીને ધરમ-ક્રિયા કરાવવી વાજબી કહેવાય નહીં. ત્યારે સવાલ ઉભો થાય છે કે આ મુશ્કેલીઓનો ઇલાજ શું? એનો જવાબ વાળવા પેહલાં આ વાત યાદ રાખવાની છે કે જે મુશ્કેલીઓ ઉપર વર્ણવી છે તે થોડાં વરસ થયાંજ

ઉભી થઇ છે, અને તેના કારણો ચાલુ મોંઘવારી, મોબેદોની સંખ્યાનો ઘટાડો, ગોરાણીઓ અને પારસી ચાકરોનાં વધતાં જતાં દામો, તેમજ ક્રિયાઓની વધી ગયલી સંખ્યા છે.

૨. ઉપલા સબબોસર જરથોસ્તીઓની ધાર્મિક લાગણીને સંતોષ આપવા કાજે અગતનું થઇ પડયું છે કે આપણાં ધરમની કેતાબો તથા ચાલુ રેવાજ પ્રમાણે, તેમજ આપણાં દસ્તુરો અને વિદ્વાનોના મત પ્રમાણે, ગુજરેલાંઓ માટે કઇ અને કેટલી ક્રિયાઓ ખાસ જરૂરની છે અને તે દરેક ક્રિયા પાછળ કેટલો ખરચ કરવો તદનજ જરૂરનો છે તે વાત ખાતરીપૂર્વક કરીને બાહર પાડવી. એમ થવે જરથોસ્તી ભાઇઓ તથા બેહનોને માલમ પડશે કે અમુક ક્રિયાઓ જો આપણે ગુજરેલાંઓ માટે કરાવીશું તો આપણે આપણી ધાર્મિક ફરજ બજાવેલી ગણાશે, અને વળી જરૂરી ક્રિયાઓ કરાવવે પોતાનાં વાહાલાં મરહુમો તરફની ફરજ બજાવવામાં તેઓ પછાત પડયાં છે એવો ડંખ તેમનાં અંતઃકરણને લાગશે નહીં. જરૂરી ક્રિયાઓ ઉપરાંત બીજી ક્રિયાઓ જયારે સૌ કોઇની ગુંજાસ અને મુનસફી ઉપર છે ત્યારે **જે ક્રિયાઓ ખાસ જરૂરની છે તે કરાવવાની જીવતાંઓની પવિત્ર ફરજ** છે અને તે ફરજ બજાવવામાં પછાત પડવાને કોઇબી જરથોસ્તી રાજી થશે નહીં.

૩. આ કારણોને લીધે જરથોશતી હમ-દીનોની ધાર્મિક લાગણી તેમજ મરહુમો તરફની મોહબતને આંચકી ન લાગે અને તેઓ તરફની ફરજ બજાવવામાં પછાત પડવાની મુઝવન ન થાય તેવો માર્ગ દેખાડવાની ધાર્મિક મંડળોની ફરજ છે. આ ફરજ અદા કરવાના હેતુથી મુંબઇની જરથોશ્તી જશન કમિટીએ દસ્તુરો તેમજ વિદ્વાનોના અભિપ્રાયો મંગાવ્યા છે અને તે અભિપ્રાયો તેમજ દીની કેતાબો વગેરેનો અભ્યાસ કરવા પછી નીચલાં અનુમાન ઉપર તે આવી છે, જે જાહેર કરવાની તે જરૂર પીછાને છે.

## મોબેદો પાસે કરાવવાની જરૂરી ક્રિયાઓ.

૪. આ વાત ઘણી સંતોશકારક છે કે જરૂરી ક્રિયાઓ બાબે ઝાઝો મતફેર દેખાતો નથી, અને સેહજ મતફેરી બાદ કરતાં મોબેદોજ કરી શકે એવી ક્રિયાઓ મધેની **નીચલી ક્રિયાઓ ગુજરેલાંઓ પાછળ કરવાની ખાસ અગત** છે એમ નજદીક એકમતે ધર્મ-શાસ્ત્રો તેમજ અભિપ્રાયો જાહેર કરે છે:—

(૧) પાયદસ્તની આગમજ મરહુમના શરીરને જ્યાં રાખ્યું હોય ત્યાં ગેહ–સારણાની ક્રિયા.

(૨) પાયદસ્તે મોબેદોની એક જોડ.

(૩) ગુજરવા પછી ત્રણ દહાડા સુધી સરોશની ઇજશ્ને ત્રણ, અગિયારીમાં.

(૪) ગુજરવા પછી ત્રણ દહાડા સુધી સરોશની બાજ દર ગેહમાં.

(૫) ગુજરવા પછી ત્રણ રાત અઇવિસ્રૂથ્રેમ ગેહમાં સરોશનો કરદો.

(૬) ત્રીજે દહાડે ઉજીરન ગેહમાં ઉઠમણાંની ક્રિયા, (ચાર મોબેદો).

(૭) ત્રીજે દહાડે ઉશહેન ગેહમાં ચાર બાજ:—રશ્ને–આશતાદ, મીનો રામ, સરોશ તથા અરદાફ્રવષની (અરદાફ્રવષની બાજ સાથે સીઆવ ઇજાવવો).

(૮) ચાહરમની બામદાદે દહમ યજદતું આફ્રીનગાન.

(૯) ચાહરમને દહાડે એક ઇજશ્ને (અરદાફ્રવષની), આફ્રીનગાન, બાજ, અને બપોરે તથા સાંજે સતુમ.

(૧૦) દશમાંને દહાડે એક ઇજશ્ને, આફ્રીનગાન, બાજ, બે વાર સતુમ.

(૧૧) દોસીને દહાડે (૩૦ મે દહાડે) સીરોજાની ઇજશ્ને, બાજ સીઆવ સાથે, આફ્રીનગાન, અને બે વાર સતુમ.

(૧૨) માસીસાના ખરા દહાડાના દિવસે (૩૧ મે દહાડે) ઇજશ્ને, આફ્રીનગાન, બાજ, અને બે સતુમ.

(૧૩) પહેલે વરસ, દર મહીને આફ્રીનગાન, બાજ, તથા બે વાર સતુમ.

(૧૪) વરસીની એક દહાડો આગમજ (૩૬૫ મે દહાડે) સીરોજાની ઇજશ્ને, આફ્રીનગાન, બાજ, અને બે વાર સતુમ.

(૧૫) વરસીને દહાડે (૩૬૬ મે દહાડે) એક ઇજશ્ને, બાજ સીઆવ સાથે, આફ્રીનગાન, અને બે વાર સતુમ.

(૧૬) દર વરસે રોજગાર:—આફ્રીનગાન, બાજ, અને બે વાર સતુમ (ઇરાનમાં ત્રીસ વરસ સુધી બાજ કરવાનો રેવાજ છે. દરેકની ગુંજાસ પ્રમાણે બને તેટલાં વરસ કરવી).

(૧૭) દર વરસે ફ્રવરદેગાન (મુકતાદ) ના દહાડા ઉપર દરરોજ આફ્રીનગાન (એક મોબેદ) બાજ તથા બે વાર સતુમ.

## મોબેદો પાસે કરાવવાની જરૂરી ક્રિયાઓમાં વાપરવાની જરૂરી ચીજો.

૫. ઉપર જણાવેલી જરૂરી ક્રિયાઓમાં કઈ અને કેટલી ચીજોની ખાસ જરૂર છે તે હવે જણાવીશું.

(૧) **આફ્રીનગાન માટે:—**

સ્વચ્છ પાણી, દુધ, શરબત, ફૂલ, ફ્રુટ, (એક દાડમ યા બીજાં કોઇ ફ્રુટનું એક નંગ પુરતું છે), સુકો મેવો.

(૨) **બાજને માટે:—**

ચાર દરૂન. ખજુર, દાડમ યા દરાખ, ઘી, પાણી, (સરોશની બાજને માટે ચારને બદલે છ દરૂન).

(૩) **ઇજશ્નને માટે:—**

દરૂન એક, ચીટયાં આંદ.

(૪) **સીરોજાની બાજને માટે:—**

તેત્રીસ મિઠાં ટાંકળાં યા રોટી (ચપટાંની ખાસ જરૂર નથી). ચાર મોટા દરૂન, ખજુર, દાડમ યા દરાખ, ઘી, પાણી.

નોટ:—એની સાથે અરદાફ્રવશનાં ચાર તથા સરોશનાં છ મળી બીજા દશ દરૂન.

(૫) **સતુમ માટે —**

ઘરમાં હમેશાં રંધાતું હોય તેવું સાદું ખાણું.

૬. આ ઉપરથી જણાશે કે મોબેદોજ કરી શકે એવી, **જરૂરી મરણ ક્રિયાઓ માટે ખાસ જરૂરની ચીજો ઉપર ઘણો થોડો ખરચ લાગવો જોઇએ, તેને બદલે ઘણી ઘણી અને જાત જાતની મિઠાઇઓ તથા પકવાનો વગેરે, બનાવવાથી તેમાં નાહકનો વધારો થાય છે—જેમ કરવાની કશી પણ જરૂર નથી.**

## મોબેદો પાસે કરાવવાની જરૂરી ક્રિયાઓ પાછળના ખરચનો અડસટો.

ઉપર જણાવેલી જરૂરી ક્રિયાઓ પાછળ પેહેલાં વરસની ક્રિયાઓના ખરચનો હાલનો અડસટો **મુંબઇ મધે** નીચે મુજબ થાય છે. **અલબતાં વખત, સ્થળ અને સંજોગો પ્રમાણે આ અડસટામાં ફરક પડવો જોઇએ.**

| નં૦ | ક્રિયાનું નામ. | મોબેદોનું દામ. | ક્રિયામાં વપરાતી ચીજોનો ખરચ. | સુખડ લોબાન. |
|---|---|---|---|---|
| | | રૂ. આ. | રૂ. આ. | |
| ૧ | ગેહ-સારણું (બે મોબેદો). ... | ૬—૦ | | |
| ૨ | પાયદસ્તે (મોબેદોની એક જોડ). ... | ૪—૦ | | |
| ૩ તથા ૪ | સરોશની ઇજશ્ને ત્રણ તથા ગેહ ગેહની સરોશની બાજ. ... | ૧૫—૦ | દરૂન વગેરે ૨—૦ | (પહેલા ૪ દીવસનું.) |
| ૫ | સરોશનો ત્રણ રાતનો કરદો (બે મોબેદો). ... | ૬—૦ | ફૂલ ૦—૪ | |
| ૬ | ઉઠમણાંની ક્રિયા, ધુપ સારણા સાથે (ચાર મોબેદો). ... | ૧૦—૦ | ફૂલ વગેરે ૧—૦<br>સદરો ૧) ૧—૦ | સુખડ શેર ૨૦, રૂ. ૧૦. |
| ૭ | ઉશહેન ગેહની ચાર બાજ. ... | ૨—૦ | દરૂન વ૦ ૭—૦<br>સીઆવ કુસ્તીના ૨૦—૦ | લોબાન શેર ૧, રૂ ૧. |
| ૮ | ચાહરમની બામદાદનું દહુમ યજદનું આફરીનગાન (બે મોબેદો)... | ૨—૦ | ૦—૮ | |
| ૯ | ચાહરમની અરદાફ્રવષની યજશ્ને. ... | ૪—૦ | | |
| ૧૦ | ચાહરમનું આફરીનગાન, બાજ, સતુમ (બે મોબેદો). ... | ૩—૮ | ૩—૦ | |
| ૧૧ | દશમાને દીવસે ઇજશ્ને, આફરીનગાન બાજ, સતુમ (બે મોબેદો)... | ૭—૮ | ૩—૮ | સુખડ, લોબાન સાથે. |
| ૧૨ | સીરોજાની ઇજશ્ને, આફરીનગાન, બાજ, સતુમ. ... | ૯—૮ | ૧૫—૦<br>સીઆવ, કુસ્તીના ૨૦—૦ | સુખડ, લોબાન સાથે. |
| ૧૩ | ખરા દહાડાને દીવસે ઈજશ્ને, આફરીનગાન, બાજ, સતુમ (બે મોબેદો). ... | ૭—૮ | ૩—૮ | સુખડ, લોબાન સાથે. |
| ૧૪ | પેહલાં વરસમાં દર મહીને આફરીનગાન, બાજ, સતુમ (૧૦ મહીના સુધી એક મોબેદ). ... | ૨૫—૦ | ૩૫—૦ | ,, |
| ૧૫ | વરસીને દહાડે સીરોજાની ઇજશ્ને, આફરીનગાન, બાજ, સતુમ (બે મોબેદો). ... | ૯—૮ | ૧૫—૦ | ,, |
| ૧૬ | ખરા દહાડાને દીવસે ઇજશ્ને, આફરીનગાન, બાજ, સતુમ (બે મોબેદો). ... | ૭—૮ | ૩—૮<br>સીઆવ, કુસ્તીના ૨૦—૦ | ,, |
| *૧૭ | મુકતાદના દહાડાઓમાં દરરોજ અગ્યારી, યા આતશ-બેહરામમાં આફરીનગાન, બાજ, સતુમ (એક મોબેદ). | | | |
| | ,, ,, ,, ,, ,, ૧૦ દીવસનો ખરચ... | ૪૫—૦ | ૪૫—૦ | સુખડ, લોબાન તથા બેરાં સાથે. |
| | ,, ,, ,, ,, ,, ૧૮ દીવસનો ખરચ... | ૭૦—૦ | ૬૬—૦ | |
| | (જો ઘરે મુકતાદ હોય તો વધારે ખરચ થાય) | | (ખલકાના સીઆવ, કુસ્તીના) ૧૦—૦ | |
| | **જુમલે**—૧૦ દીવસનાં મુકતાદ સાથે... | ૧૬૪—૦ | ૨૦૫—૪ | રૂ. ૧૧ |
| | ૧૮ દીવસનાં મુકતાદ સાથે... | ૧૮૯...૦ | ૨૨૬—૪ | રૂ. ૧૧ |
| | **કુલ જુમલો પેહલાં વરસની ક્રિયાઓના ખરચનો** | | | |
| | ૧૦ દીવસનાં મુકતાદ સાથે... | રૂ. ૩૮૦—૪ | | |
| | ૧૮ દીવસનાં મુકતાદ સાથે... | રૂ. ૪૨૬—૪ | | |

[* **નોંધ**:—કોમનો મોટો ભાગ ૧૮ દહાડા અને કેટલાક સાહેબો ૧૦ દહાડા મુકતાદની ક્રિયાઓ કરે છે.]

૭. ઉપલી ક્રિયાઓ ઉપરાંત મરણ પછીના પેહલા ત્રણ દહાડા ગેહ ગેહની ફરજ્યાત જો સગાંઓ યા દોસ્તોથી ન બને તો બે મોબેદ સાહેબો પાસે કરાવવી જોઇએ છે.

૮. **પેહલાં વરસનો ખરચ આ પ્રમાણે ગણતાં ૧૦ દીવસના મુકતાદ સાથે રૂ. ૩૮૦-૪ અને ૧૮ દીવસના મુકતાદ સાથે રૂ. ૪૨૬-૪ થવો જોઇએ છે.** એ રકમોમાં સીઆવ ચારનો ખરચ આવે છે, તે મધેથી ઉઠમણાંનો સીઆવ મોબેદ સાહેબને આપતાં ત્રણ સીઆવ રૂ. ૫૦) ની કિમ્મતના ઘરમાંજ વપરાસ માટે રહે છે તે બીના ખ્યાનમાં રાખવાની છે.

## મોબેદો પાસે કરાવવાની જરૂરી ક્રિયાઓ શિવાયની બીજી ક્રિયાઓ તથા ભણતરો.

૯. ઉપર જણાવેલી જરૂરી ક્રિયાઓ ઉપરાંત ઘણીએક ક્રિયાઓ તથા ખરચો થાય છે તે વિષે કેટલોક ખોલાસો કરવાની જરૂર છે.

૧૦. જરથોસ્તી ધરમ-ક્રિયાઓ અશોઇનો તથા આબાદીનો વધારો કરનારી છે, એટલે જેઓની ગુંજાસ તથા મરજી હોય તેઓ જો વધુ ક્રિયાઓ કરાવે તો તે સામે વાંધો ઉઠાવી શકાતો નથી—બલકે તે સવાબનું કામ છે, પણ **હાલ આપણે જરૂરી ક્રિયાઓ વિષેજ વિચાર ચલાવીએ છીએ એ બાબત ધ્યાનમાં રાખવાની છે.**

૧૧. ઉપલી ક્રિયાઓ જે મોબેદ સાહેબો પાસે કરાવવાની છે તે ઉપરાંત મરનારના ખેશીઓએ તથા મિત્રોએ પણ મરહુમની નૈયતે પેહલા ત્રણ દહાડા સુધી દર ગેહમાં ફરજ્યાત ગુજારવા પછી પતેત રવાનની તેમજ રાતના સરોશ યશ્ત (વડી) ભણવી જોઇએ છે. જો ખેશીઓ અથવા મિત્રો ગેહ ગેહનું આ ભણતર નહીં કરે તો બે મોબેદ સાહેબો પાસે કરાવવું જોઇએ છે.

૧૨. મરહુમનું શરીર ઘરમાં હોય ત્યાં વેર દીવસ અને રાત—અને કેટલીક વેળાએ ત્રણ દીવસ અને રાત-ચાલુ, મોબેદો પાસે ભણાવવામાં આવે છે તે વિષેનું ફરમાન કોઇ જગ્યાએ મળતું નથી. વળી તે વિષેનો ચાલુ રેવાજ પણ એક સરખો નથી. આજથી પચીસ વરસ ઉપર નવસારીમાં મરહુમના શરીરને સચકી મુકયા પછી ત્યાં આતશ રોશન રાખી ખેશાવંદો પતેત, વગેરે ઝંદ અવસ્તા ભણતાં હતાં. હાલ એક મોબેદ મરહુમનું શરીર ઘરમાં હોય તેટલોજ વખત ભણે છે.

ઉઠવાડામાં શરીર ઘરમાં હોય તેટલોજ વખત મોબેદો ભણે છે, જ્યારે મુંબઇ, પુના, સુરત વગેરે જગ્યાઓએ ઘણીક વેળા ત્રણ દહાડા અને રાત મોબેદો પાસ ભણુતર કરાવવામાં આવે છે. મુંબઇમાં મોબેદોને ત્યાં તો ફક્ત મરહુમનું શરીર ઘરમાં હોય તેટલોજ વખત ભણવાનો ચાલ છે. આ બાબતમાં મોબેદો રોકવાથી મોટો ખરચ થાય છે. **મરહુમના શરીરની આગળ આથ્રના કલામો ભણવા ફાયદાકારક છે અને તેની તરફેણમાં કેટલાક અભિપ્રાયો મળ્યા છે, પણ તે કાંઇ ખાસ મોબેદો પાસેજ ભણાવવાની જરૂર નથી. મરનારના ખેશીઓ યા મિત્રો--બાનુઓ તેમજ ગૃહસ્થો--થોડા થોડા વખત બેસી ગેહને અનુસરતાં અવસ્તાના ભણતરો ખરાં જીગરથી ભણે તો તે પુરતું છે.** આ બાબતમાં ખાસ મોબેદો રોકવાની જરૂર નથી.

૧૩. મરહુમના શરીરના માથાં આગળ ત્રણ કદમ દુરથી અને અવલ-મંજલ પોંહચાડયા પછી તે જગ્યાએ ત્રણ દહાડા સુધી ચેરાગ અથવા આતશ રોશન રાખવાનું તથા ખુશબો બાળવાનું કેટલીક કેતાબોમાં કહ્યું છે, તેમજ કેટલાક અભિપ્રાયો પણ તેની તરફેણમાં મળ્યા છે. મરનારનું રવાન, કે જે આપણા ધર્મ-શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે મરનારના શરીરને જે જગ્યાએ સચકાર કરી મુકયું હોય ત્યાં ત્રણ દહાડા અને રાત રહે છે, તેની રાહત માટે તેમજ જીવતાંઓની સુખ-શાંતી માટે આ કરવું ઇચ્છવાજોગ છે અને તે કરવાની મજબુત ભલામણ થઇ શકે છે.

૧૪. સાંજના ઉઠમણા માટે વજરકરદે દીની નામની કેતાબમાં તેમજ રેવાયતમાં શાહદતો મળે છે, તેવી કોઇ શાહદત પાછળી રાતના ઉઠમણા માટે મળતી નથી. પણ કેટલાક વજનદાર અભિપ્રાયો તેની તરફેણમાં જશન કમિટીને મળ્યા છે. નવસારીમાં પાછળી રાતનું ઉઠમણું કરવાનો રેવાજ નથી. આ ક્રિયાને જરૂરી ક્રિયા તરીકે લેખી શકાતી નથી. અતરે ખોલાસો કરવાની જરૂર છે કે ચાહરમની બામદાદની ઉપર જણાવેલી બાજ, આફ્રીનગાન, વગેરેની ક્રિયાઓ જરૂરની છે અને તે સઘળે ઠેકાણે કરવામાં પણ આવે છે. ફક્ત ધુપ-સારનાની ક્રિયાની પાછળી રાતે જરૂર જણાતી નથી.

૧૫. ગુજરવાની આગમજ મરનારે પતેત કરી પસ્તાવો કરવો જોઇએ છે-જે તેનાથી નહીં બની શકે તો તેના ખેશીઓએ પતેત અને અશેમના કલામ ભણવાની ભલામણ થાય છે અને તેમ કરવું ફાયદાકારક દીસે છે.

૧૬. દખમું પરહેજવું, નવી ગેહાન વાપરવી, નસેસાલારોને નવાં કપડાંઓ આપવાં એ વિષે કશું ફરમાન કેતાબોમાં મળતું નથી. એ માટેનો ખરચ કરવો બીલકુલ જરૂરનો નથી.

૧૭. બેહદીનોના બાબમાં પાયદસ્તે ચાલતાં બીજી વાર ગેહ સારવાની તરફેણમાં કશું ફરમાન મળતું નથી યા કશો અભિપ્રાય મળ્યો નથી, અને તેની સેહેજ પણ જરૂર નથી.

૧૮. ત્રીજે દહાડે ઉશહેન ગેહમાં અરદાફ્રવષની બાજ વેળાએ સીઆવ ઉપરાંત વાસણો ઇજવાનો યા બીજી ચીજો ઇજવાનો રેવાજ છે. એમ કરવાની કશી જરૂરી ફરજ નથી.

૧૯. ચાહરમના ભોંના તથા જમણ માટે કશી ફરજ નાખવામાં આવી નથી.

૨૦. એક મહીનો યા આખું વરસ દરરોજ આફ્રીનગાન, બાજ યા સતુમ કરવાનું યા બીજાં ભણતરો ભણાવવાનું ખાસ જરૂરતું નથી. શકિતવાળા હોય તેઓ કરાવે તો કશો વાંધો નથી.

૨૧. બમસી તથા છમસીની ક્રિયા માટે કશી શાહદત મળતી નથી.

૨૨. વરસી પછી દર મહીને આફ્રીનગાન, બાજ કરાવવાની જરૂર નથી.

૨૩. જોડાંની ક્રિયા કરાવવામાં આવે છે તે વિષે કશી શાહદત કેતાબોમાં યા અભિપ્રાયોમાં મળતી નથી. તે કરાવવાની જરાએ જરૂર નથી.

૨૪. ગુજરેલાંઓ માટે નીરંગ દીન, હમા યસ્ત, ફ્રવરદીઆંન, ફ્રેસ્તા, જશનો, ગાહમ્બારો, દર મહીનાના ફ્રવરદીન રોજે ક્રિયાઓ, દખમા આગળની ક્રિયાઓ, મરનારના સાલગરેહના દીવસની ક્રિયાઓ, એ સઘળી ખાસ જરૂરી ક્રિયાઓ તરીકે ગણી શકાતી નથી. તે ક્રિયાઓ કરવાની ફરજ દરેકને માથે નાંખવામાં આવેલી નથી.

૨૫. પેહલા ચાર દહાડાની યા બીજી કોઇબી ક્રિયાઓ એકથી વધુ ઠેકાણે કરાવવાની કશી જરૂર નથી.

૨૬. ફ્રવરદેગાન (મુકતાદ) ની ક્રિયા કુટુંબમાં એક ઠેકાણે દર વરસે થાય તો બસ છે. એકજ કુટુંબના સઘળાંઓને જગે જગ કરવાની યા સાલરે તેમજ મહીરે કરવાની જરૂર નથી.

૨૭. માસિક માંદગી યા સુવાવડમાં ગુજરનાર બાનુ માટે બે વાર ક્રિયા કરાવવાની જરૂર નથી.

૨૮. મરનારની નેયતે નાનીઆ જમાડવા, બરસતુમ આપવું, નાવર કરવા, ગરીબના લગન યા નવજોત કરી આપવાં યા બીજું કાંઇ પણ પુનનું કામ કરવું સારૂં છે અને જેઓ ગુંજાસવાળા હોય તેઓ ભલે કરે, પણ દરેક જરથોસ્તી માટે તેવી ફરજ નાખવામાં આવી નથી.

૨૯. ઉપલી તપાસ ઉપરથી જણાશે કે આપણાં વાહલાં ગુજરેલાંઓ પાછળ થનારી જરૂરી ક્રિયાઓનો ખરચ સાધારણ ગુંજાસવાળો જરથોસ્તી ખમી શકે એવોજ છે, પણ અનેક સબબોસર હાલમાં તેને વધારી મુકવામાં આવ્યો છે. જેઓ ઉપર જણાવેલો જરૂરી ખરચ પણ નહીં કરી શકે તેઓએ જે દરેમેહેરમાં અનજુમનની હમા અશો ફરોહરોની ક્રિયા થતી હોય તેમાં પોતાની ગુંજાસ મુજબનો ફાળો આપવો તથા ગુજરનારનાં રૂહની શાંતી માટે આપણાં પાક અવસ્તાનાં ભણતરો ભણી સંતોશ મેળવવો.

## જરૂરી ક્રિયાઓ ઉપરાંતની બીજી ક્રિયાઓ.
## ગુંજાસવાળાઓની તે સંબંધી ફરજ.

"જરૂરી ક્રિયાઓ" એવા શબ્દોનો ખરો ભાવાર્થ ન સમજતાં તેનો ભલતોજ અર્થ કેટલેક ઠેકાણેથી ઉઠાવવામાં આવ્યો છે, અને ઉપર જણાવેલી જરૂરી ક્રિયાઓ ઉપરાંતની બીજી પવિત્ર ક્રિયાઓ, જેઓની સારી રીતે ગુંજાસ હોય તેઓએ પણ કરાવવાને ના પાડયું છે, અને તે એવું જણાવીને કે તેઓને જરૂર વિનાની એટલેકે ફોકટની અને બિન ફાયદાની ગણી, ઉપલું લખાણ તે કરાવવાની વિરૂદ્ધ સલાહ આપે છે, એટલે તે પાછળ કરેલો ખરચ વ્યર્થ ગણાવો જોઇએ. આ ભુલભરેલા તથા નુકસાનકારક વિચારને ઘણી ખુલ્લી રીતે ખોટો પાડવાની જરૂર છે. ઉપલું લખાણ જો ધ્યાનથી વાંચવામાં આવશે તો જણાશે કે ત્યાં અનેક ઠેકાણે ખુલ્લું કરવામાં આવ્યું છે, કે જે ક્રિયાઓને ખાસ જરૂરી તરીકે જાહેર કરી છે તે ઉપરાંતની બીજી ક્રિયાઓ, જેઓની ગુંજાસ હોય તેઓ કરાવે તો, તે સવાબનું કામ છે. એકજ ફકરો અત્રે પાછો ટાંકીશું :—

"જરથોશ્તી ધર્મ--ક્રિયાઓ અશોઇનો તથા આબાદીનો વધારો કરનારી છે, એટલે જેઓની ગુંજાસ તથા મરજી હોય તેઓ જો વધુ ક્રિયાઓ કરાવે તો તે સામે વાંધો ઉઠાવી શકાતો

નથી—બલકે તે સવાબનું કામ છે." (પાનું ૪૧). આપણી ગુંજાસ અને શક્તિ મુજબ દરેક સવાબનું કામ કરવાની આપણા ધરમ પ્રમાણે આપણી ફરજ છે, તો પછી જેઓ ગુંજાસ ધરાવતાં હોય તેઓની વધુ ક્રિયાઓ કરાવવાની આ રીતે જોતાં ફરજ પણ થઇ પડે છે. દાખલા તરીકે, "નીરંગ દીન" ની ક્રિયા એક અતિ અગત્યની ક્રિયા છે. જેમાં તૈયાર કરેલો નીરંગ ઇજશ્ને અને બીજી મોટી ક્રિયાઓમાં વાપરવાની ખાસ જરૂર છે. માટે જેઓને ખુદાતાલાએ જરથી નવાજ્યા હોય, અને ગુંજાસ ધરાવતા હોય તેઓ "નીરંગ દીન" ની ક્રિયા કરાવે એ એક ઘણું ઉપયોગી અને સવાબનું કામ છે એટલુંજ નહીં પણ, તે ક્રિયાનો ખરચ વધુ હોવાથી, તે કરાવવાની જેઓ ગુંજાસ ધરાવતાં હોય તેઓની ખાસ ફરજ થઇ પડે છે. અલબતાં જેઓ કને ગુંજાસ ન હોય તેઓને માથે આવી ફરજ નાખવામાં આવી નથી, અને તેજ દેખાડવાનો આ ચોપાન્યાનો મૂળ હેતુ છે. જેમ "નીરંગ દીન" ને માટે તેમજ હમાયસ્ત, ફરેસ્તા, જશનો, ગહમબારો વિગેરે માટે સમજવું. એ ક્રિયાઓ કરાવવાની દરેક જરથોસ્તીને માથે ફરજ નાખી નથી, પણ તેથી કંઇ તે ક્રિયાઓ અગત્યની નથી, અને તે કરાવવાની ગુંજાસવાળાની પણ ફરજ નથી, એવું ઠરતું નથી. વળી મરનારની નૈયતે બરસ્તુમ આપવું, નાવર કરવા, ગરીબના લગન યા નવજોત કરી આપવાં યા બીજું કોઇ પણ પુનનું કામ કરવું એ માટે જો કે ગુંજાસ નહીં ધરાવનારાંઓને માથે ફરજ નાખી નથી, છતાં તે ઉપરથી એવું ઠરતું નથી કે તેવાં કામો અગત્યનાં અને સવાબકાર નથી યા તે કરવાની યા કરાવવાની ગુંજાસવાળાંઓની ફરજ નથી. જેઓને પરવરદેગારે બક્ષેશ કરી હોય તેઓ માટે તે પુનનાં કામો છે, અને તેઓ ઉપર તે માટેની ખાસ ફરજ નખાઇ છે એમ ખુલ્લી રીતે કહેવાની જરૂર છે આ બાબત એક દાખલાથી વધુ ખુલ્લી થશે. જરથોશ્તી ધરમ સખાવત કરવાની ફરજ જાહેર કરે છે. છતાં સખાવત કરવા સારૂ કરજનો બોજો ઉપાડવા કહેતો નથી. જેઓની ગુંજાસ ન હોય તેઓ મોટી સખાવતો કરવાને બંધાયલા નથી, પણ તેથી એમ ઠરતું નથી કે ગુંજાસવાળાઓ ઉપર તે સખાવતો કરવાની ફરજ નથી.

જરૂરી ક્રિયાઓ ઉપરાંતની બીજી ક્રિયાઓ કરાવવામાંથી ગુંજાસવાળાં લોકો પણ ખસી જઇ શકે એમ છેજ નહીં, અને આવા વિચારને ટેકો મળે એવું કશુંએ ઉપલાં લખાણમાં લખાયું પણ નથી. ગુંજાસ-

વાળાઓએ તે ક્રિયાઓ કરાવી દુન્યામાં અશોઇ અને આબાદીનો વધારો કરવાનું તથા બીનોઇ શકિતઓના આશીરવાદ ગેતીમાં ઉતારી લાવવાનું શુભ કામ કરવું ઘટે છે, અને ગુંજાસ ધરાવવાથી તેમ કરવાની તેઓની ફરજ થઇ પડે છે. પવિત્ર ધરમ ક્રિયાઓ અને સખાવત તથા નેકીનાં કામો કરવાને જેઓને પરવરદેગારે સાધનો આપ્યાં છે તેઓએ પણ તે ન કરવાં યા તે કરવાની તેઓની પણ ફરજ નથી એવો વિચાર એક પળવાર પણ ફેલાવો જોઇતો નથી. સખાવત, પરોપકાર અને ધાર્મિક ક્રિયાઓ કરવાને લીધેજ જરથોસ્તી કોમ જગ–આશકારા બની છે અને એ અમૂલ્ય ગુણો અને દીનની દાઝ કમી થાય તો આખી કોમની કીર્તિ અને જાહોજલાલીને ઝાંખ લાગ્યા વિના ન રહે એટલું ધ્યાનમાં રાખવાનું અવસ્યનું છે. માટે ગુંજાસ ધરાવનારાં જરથોસ્તી નર–નારીઓને નમનતાઇભરેલી અરજ કરવામાં આવે છે કે તેઓએ નીરંગ–દીન, હમાયસ્ત, ફરેસ્તા, જશનો, ગહમબારો વિગેરે બીજી પવિત્ર ક્રિયાઓ, તેમજ નાવર, લગન, નવજોત જેવાં પુનનાં કામો કરવાની તેઓ માટે પણ અગત્ય નથી, યા જરદારો ઉપર પણ ફરજ નાખવામાં આવી નથી, એમ વિચારવાની ભુલ કરવી નહીં. જેઓની ગુંજાસ ન હોય તેઓ ઉપર આપણા પાક મઝહબે તે માટેની ફરજ નાખી નથી, પણ જેઓને ખુદાતાલાએ પૈસાથી નવાજ્યા હોય તેઓએ તો તે ખાતર પૈસો ખરચી પુન હાસેલ કરી પોતાની ફરજ બજાવવી જોઇએ છેજ, અને તેઓ તે બજાવતાં આવ્યાં છે, અને બજાવે છે. એવી ફરજ તાલેવંતોને માથે પણ નાખવામાં આવી નથી એ વિચાર ભુલભરેલો અને નુકસાનકારક છે, અને તેવા વિચારના સહેજ પણ ફેલાવાને તુરતજ અટકાવવાની પવિત્ર ફરજ થઇ પડે છે.

## ક્રિયાઓનાં દામો.

જે દામો આ ચોપાન્યાંમાં આપેલા કોઠા (પાનું ૩૮–ક) માં આપવામાં આવ્યાં છે તે મુંબઇ મધે હાલના વખત માટેજ છે. બહારગામ માટે યા હમેશને માટે તે દામો છેજ નહીં, અને હોઇ શકે પણ નહીં. બાહરગામમાં તો ઘણાં કમી દામો હોવાં જોઇએ. આ કોઠા ઉપર લખેલા નીચલા શબ્દો ઉપર ધ્યાન ખેંચવામાં આવે છે :—"ઉપર જણાવેલી જરૂરી ક્રિયાઓ પાછળ પેહલાં વરસની ક્રિયાઓનો હાલનો અડસટો મુંબઇ મધે નીચે મુજબ થાય છે. અલબતાં વખત, સ્થળ અને સંજોગો પ્રમાણે આ અડસટામાં ફરક પડવો જોઇએ." ફવશી અથવા ફરોક્ષીની ક્રિયા વિષે ઉપલાં લખાણમાં કાંઇ લખ્યું નથી એટલે તે વિષે પુછપરછ કરવામાં આવે છે. આ ક્રિયાને પણ જરૂરી ક્રિયાઓ લેખવા માટેની શહા-

દત મળતી નથી, પણ અશો ફ્રેરોહરોની યાદ માટે આ એક જાણીતી ક્રિયા છે અને ગુંજાસવાળાંઓ માટે આપવામાં આવેલો બીજી પવિત્ર ક્રિયાઓ વિષેનો ખુલાસો ફ્રેરોક્ષીની ક્રિયાને પણ લાગુ પડે છે.

## રવાન અને ફ્રેરોહર વચ્ચેનો સંબંધ.

રવાન અને ફ્રેરોહર એકજ શરીરમાં કામ કરતી ધાડો સંબંધ ધરાવતી બે શક્તિઓ છે જુવો ખોરશેદ નીઆએશ (ફ. ૯) હઓમ ઉર્વાનેમ્ યજમઇદે, હવાંમ ફ્રવષીમ યજમઇદે; પોતાનાં રવાંનને હમો વખાણીએ છિયે, પોતાનાં ફ્રેરોહરને હમો વખાણીએ છિયે. વળી જુઓ સતુમનો કરદો યસ્ન, હા ૨૬ મો (ફ. ૭.)

**"ઇધ ઇરિસ્તનાંમ્ ઉર્વાંનો યજમઇદે યાઓ અષઓનામ્ ફ્રવષયો."**

"ગુજરી ગયલાંઓના રવાનો જે અશોના ફ્રેરોહરે (છે તેઓને) આએ ઠેકાણે હમો માન સાથે યાદ કરીયે છીયે." **ખોરદેહ અવસ્તા,** યસ્ન, હા ૨૬ મો (ફ. ૭.)

**"ખન્ વઇતીશ અષહે વેરેજો યજમઇદે-યાહુ ઇરિસ્તનાંમ્ ઉર્વાંનો બાયન્તે યાઓ અષઓનાંમ્ ફ્રવષયો."**

"અશોઇના પ્રકાશીત નૂર અથવા ઝલકાટને અમો આરાધ્યે છીએ કે જેમાં ગુજરેલાંનાં આત્માઓ (રવાનો) રહે છે, કે જેઓ અશોનાં ફ્રેરોહરો છે." જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડળીનો રીપોર્ટ: ૧૮૯૦-૯૮, પા. ૨૨૭.

આ ઉપરથી રવાન અને ફ્રેરોહર એકમેક સાથે કેટલો નિકટ સંબંધ ધરાવે છે તે જાહેર થાય છે.

રવાન તે નીચલું ભાન છે જે અહંકારનું ભાન રાખે છે, જે આ બાહ્રી ચીજોમાં લપટાઇ પોતાનો અનુભવ લે છે. રવાન ફ્રવષિનું એક કીરણ (અંશ) છે, જે સઘળો અનુભવ મેળવી આગળ વધે છે. એરવદ શેહરયારજી રાહનુમાય સભાના સાતમા અંકમાં પા. ૧૯ મે કહે છે કે—

"ઇનસાનની અંદર જે હું; મને, મારૂં, એમ પ્રથમ પુરૂષમાં વિચારે છે, બોલે છે, ચાહે છે, અને કરે છે તે રવાન છે."

"ફ્રેરોહર ઇનસાનમાં એક ભલો મીનોઇ ભાગ છે કે જે તેના રવાનનો સોબતી અને પાસબાન છે અને જેની પ્રેરણા મુજબ કુદરતને કાયદે અને નેક રાહે ચાલવાથી રવાંન "અશો" થઇ શકે છે."

આ ઉપલા ફકરા ઉપરથી આપણે ફ્રેરોહરનો ગુણ શું તે જાણી શકીયે છિયે. તે પાક અહુરમજદનો અંશ છે. તે રવાનનો ચલાવનાર—

પાસબાન છે. તે આપણને અંદરખાનેથી દોરવી સારાં કામો કરવાને પ્રેરણા ઉપજાવે છે. તે આપણો સલાહકાર સોબતી છે. એક બાપ જેમ દીકરાની બરદાસ્ત રાખે છે, તેમ આ ફરોહર તેના પોતાનાજ સોબતી જે રવાન છે તેની સંભાલ રાખે છે—તેને બોધ આપે છે અને જેમ બને તેમ આગલ વધારે છે.

ત્યારે આપણે જોઇ શકીએ છિયે કે તકરારને ખાતર કબુલ કર્યે કે ચોકકસ ક્રિયાઓ ફરોહરને માટે થાય છે તોપણ તે ક્રિયા ગુજરનાર રવાનને લાભ કરનારી હોવીજ જોઇએ છે. ફરોહર મરણ વેળા રવાનથી છુટું થતું નથી પરંતુ તેની સાથેજ રહે છે. દરેક તત્વ પોતપોતાના ભુવન ઉપર રહે છે છતાં જુદાં જુદાં તત્વો એક એક સાથે જોડાયલાં રહે છે અને ક્રિયા મારફતે જો ફરોહરની ખુશનુદી થાય તો તેની નેક અસર તે ફરોહર સાથ જોડાયલાં રવાનની ખુશાળી તથા આગળ વધવામાંજ નિપજે. જે ફરોહરની ક્રિયા કરીએ તે ફરોહર આપણને આશીરવાદ આપે છે તે શા માટે તેનું કાંઇ કારણ હોવું જોઇએ. તે કારણ આજ કે યાદ કરનાર તે ગુજરનાર રવાનને આનંદ મેળવવાના અને આગલ ચાલવાના માર્ગો મોકલા કરે છે. અને તે રવાનનું ફરોહર તેમાંથી મીનોઇ માર્ગમાં રવાનનું આગલ વધવું કરે છે. મોબેદો આફરગાન કરે છે, ત્યારે દીબાચામાં મંડાન કરતાં ભણે છે કે ફલાના ફલાનાના રવાનની યાદ હોજો. ત્યાં તો રવાંનને યાદ કરવામાં આવે છે. અને આફ્રંગાન સમાપ્ત કરતી વખતે તે રવાંનને આશીર્વાદ આપે છે કે—

"આજ રોજે બેહેસ્તી રવાનનો રોજ છે, તેથી નામ બનામ અશો ફરોહરોનાં રોઆંનને નામે તેઓની.........હું મીઅજદ કરૂં છું. (અને દોઆ માગું છું કે) તે રોઆંનો ઘણી બોજોરગીથી પોહોંચો અને હું એવી મોરાદ ચાહું છું કે તે રોઆંનને વાસ્તે એજ રવેશના તમામ શવાબનાં કામ હું કરૂં છું અને એવી દોઆ કબુલ થાઓ કે તે રોઆંનને બુલંદતર બોજોરગીની જગોમાં રહેવું થાઓ અને બેહશતની નેક જગોનું પામવું થાઓ અને દેવ દરૂજોનાં હાથથી છુટવું અને ખલાસીનું પામવું થાઓ અને તે રોઆંન હોરમજદ તથા અમેશાસ્પંદોની મીજલેસ તથા સોનેરી તખતનું નસીબવંત થાઓ અને અવસ્તામાં ગવાહી દીધા પ્રમાણે અશો રવાંન ગરોથમાંન બેહશત જે હોરમજદ તથા અમશાસ્પંદોનું અને બીજા અશોના રવાંનોનું મકાન છે તેમાં પોહોંચો."

"હું એવું ચાહું છું કે આ દુનીઆમાં તે અશો રવાને કીધેલાં સવાબનાં હરેક કામનો અને તેના ગુજરવા પછી તેજ રવેશનાં તેની નૈયતે હું જે સવાબના કામ કરૂં તે તમામ કામોનો બદલો તે અશો રવાનને પોહોંચો." (આફ્રીન અરદા ફરૂઅશાની, ૧૧, ૧૨, ૧૩, ૧૭ મા ફકરાઓ.)

આ ઉપલી દુવાપરથી ખુલ્લું જણાશે કે રવાન આગલ વધતી મીનોઇ શક્તિ છે. અને તેને આગળ વધારવા સારૂં આ ક્રિયાઓ કરવામાં આવે છે. અને જેઓ કહે છે કે આ ક્રિયાઓ ફ્રોહરને સારૂંજ છે તેઓના વિચારો ભુલભરેલા છે. વળી ફ્રોહર રવાનના ગુજર પામવા પછી રવાન સાથનો સંબંધ છોડી જતુંજ નથી વાસ્તે એવાં અનુમાનપર આવવાને કારણ મલે છે કે, આપણી ક્રિયા સીધી રીતે તેમજ ફ્રવષિની મારફતે, રવાંનને પુગે છે. ત્યારે દરેક જરથોસ્તીની ફરજ છે કે આપણાં ગુજરેલાં વહાલાંઓની યાદ દીલમાં ધરી તેઓના ગુજર પામવાના રોજે આફ્રંગાન, સતુમ, બાજ, (બને તો શીઆવ અને યજશની) અને ફ્રવશી કરી ભણાવવી. અને ભણતી વખતે આપણા વિચારો શાંત રાખીને ગુજરનાર આપણા વહાલાંઓ તરફ ભલી લાગણીથી, ઉપલા દુવાના સખુનો અંતઃકરણથી યાદ કરવા.

આપણાં ગુજરેલાં નેઆગાનો—આપણા માત પીતા—આપણું કુટુંબ અને ખેશીઓ—આપણા દોસ્ત આશનાવો—અને સર્વે જીવોનું આગળ અને આગળ વધવું હોજો. તેઓ અશોઇમાં આગળ વધજો. તેઓ ખોદાઇ જ્ઞાનમાં આગળ વધજો, તેઓ અહુરમજદનાં ગરોથમાંન બેહેશતમાં તે મહાન પીતાનાં ચરણ આગળ જઇ પોતાનાં નેકીનાં વિચારો તથા કામો અશોઇની થાળમાં ધરી તે મહાન પીતા અહુરમજદને **અર્પણ કરજો!** દરેક માનવી છેવટે તે મહાન પિતાના દર્શન પામીને આ ફાની જગતથી હમેશની મુકિત મેળવીને, ગરોથ્માન બહેસ્ત અથવા અસરે રોશનીમાં સદા રેહવાને લાયક, પુર્ણ અને નસીબવંત નીવડે.

---

## અષેમ.

**અષેમ્ વોહૂ વહિશ્તેમ્ અસ્તી,**
**ઉશ્તા અસ્તી ઉશ્તા અહ્માઇ,**
**હ્યત અષાઇ વહિશ્તાઇ અષેમ્.**

અશોઇ સૌથી શ્રેષ્ઠ નેઆમત છે અને સુખ છે : તે (શખ્સ) ને સુખ છે જે સૌથી શ્રેષ્ઠ અશોઇને ખાતર અશો છે.

---

## અહુનવર.

યથા અહૂ વઇર્યો અથા રતુશ અષાત ચીત હચા,
વંઘહેઉશ દજદા મનંઘહો શ્યઑથનનાંમ અંઘહેઉશ મજદાઇ,
ક્ષથ્રેમચા અહુરાઇ આ યિમ દ્રેગુભ્યો દદત વાસ્તારેમ.

જેમ દાદાર અહુરમજદ તેમ પયગમ્બર સાહેબ પોતાની અષોઇને લીધે આપણા માનને લાયકના છે.—વોહુમનોની બક્ષેસ (ભલા વિચારો—ડહાપણ જ્ઞાન) તેને મળે છે કે જે અહુરમજદને માટેનાં કામો કરે છે. જે શખ્સ લાચારોની પાસબાની કરે છે તેને અહુરમજદની શક્તિ પ્રાપ્ત થાય છે.

## યેંઘહે હાતાંમ.

યેંઘહે હાતાંમ આઅત યેસ્ને પઇતી વંઘ્રહો,
મજદાઓ અહુરો વએથા અષાત હચા,
યાઓંઘ્રહાંમચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

હૈયાતોમાંનો જે કોઇ યસ્ન* (ઇજશ્ને) માં વધારે ચઢતો (છે) તેને મજદ અહુર અષોઇથી પીછાણે છે. જેઓમાનાં તે (નર) તથા તે (નારીઓ) ને અમે વખાણીએ છીએ.

---

* યસ્ન (यज्ञ) નો શબ્દાર્થ જાતી ભોગ (Sacrifice) થાય છે.



---



---

